# જઝાઉલ આમાલ

એટલે

# અમલોનો બદલો










નુરાની કુતુબખાના
છાપી : ૩૮૫૨૧૦ ડી. (બનાસકાંઠા)

તમને તે અમલોની સઝા આપવામાં આવી રહી છે
જે તમો કર્યા કરતા હતા (પા. ૨૦ સૂ. નમલ)

# જઝાઉલ આમાલ

એટલે

# અમલોનો બદલો


: કર્તા :

હઝરત મૌલાના શાહ મુહમ્મદ અશરફઅલી થાનવી સા. (રહે.)

: ભાષન્તરકાર :

અહમદ હાજી આરિફ અશરફ

ખાદિમ દારૂલ ઉલુમ અશરફીયહ અરબીયહ

રાંદેર-સુરત : ૩૯૫૦૦૫.



-: પ્રકાશક :-

## નુરાની કુતુબખાના

છાપી : ૩૮૫૨૧૦ ડી. (બનાસકાંઠા)

# બે બોલ

**શરૂ ખુદાના નામથી જે મોટો મહેરબાન અને રહમ કર્તા છે.**

બધા વખાણ શરૂથી છેવટ સુધી અલ્લાહતઆલા માટે છે. જે બધી જાતનો પેદા કરનાર અને માલીક હકીકી છે. અગણિત દરૂદો અલ્લાહ નાઝીલ થાઓ બંને જહાનના સરદાર ખાતેમુલ અંબિયા અશરફુલ મુરસલીન હઝરત રસુલે ખુદા (સ. અ. વ.) પર અને આપના અહલે બૈયત અને સર્વે સહાબાહ અને તાબેઈન રદી. ઉપર.

અલ્લાહ તઆલા કુર્આન શ.માં ફરમાવે છે કે 'જે કોઈ એક નેકી કરે છે તેને દસ ગણો (સવાબ) હોય છે. અને જે કોઇ એક બુરાઈ કરે છે તેને તેના બરાબર સઝા મળશે અને તેમના ઉપર ઝુલ્મ થશે નહિ. (સુ. અન્આમ પા. ૮)

બીજી જગ્યાએ ફરમાવે છે કે જે કોઇ ભલાઈ લઈને આવ્યો તો તેને તેથી બહેતર મળશે. અને તે તેમને તે દિવસે (કિયામતના દિવસે) ગભરાટથી અમન પ્રાપ્ત થશે. અને જે કોઈ બુરાઇ લઈને આવ્યો તો તેને ઊંધા મોઢે આગમાં નાખવામાં આવશે. તેજ બદલો મળશે જે કંઇ તમો કર્યા કરતા હતા. (સુ. નમલ પા. ૨૦)

અને આ પણ કુર્આન શ.માં છે કે જે કોઈ નેકી લાવ્યો તો તેને ઉત્તમ ભલાઈ મળશે. અને જે કોઈ બુરાઈ લઇને આવ્યો તો બુરાઇ કરનારાઓને તેટલી જ સઝા મળશે જે કંઈ કરતા હતા. (સુ. કિસસ, પા. ૨૦)

જે લોકોએ દુનિયામાં નબીયોના હુકમ ઉપર અમલ કર્યો તેઓને નેક બદલો મળશે. અને જેઓએ અમલ ન કર્યો તેમને સઝા આપવામાં આવશે. (અકાઈદુલ ઈસ્લામ)

અને એમ પણ ઈરશાદ ફરમાવ્યું છે 'અને જે કાંઈ આકાશો અને પૃથ્વીમાં છે તે અલ્લાહનું છે કે બદલો આપે બુરાઈવાળાઓને

તેમના કરેલાનો, અને બદલો આપે ભલાઈવાળાઓને ભલાઇથી. (સુ. નજમ, પા. ૨૭)

જુઓ અલ્લાહતઆલાની કૃપા અને ઈનામ કે દરેક નેકી અને બદીના બદલાનો આમ કાનુન બતલાવી આપ્યો કે, ભલાઇનો બદલો ઓછામાં ઓછો દસ ગણો છે. વધૂની હદ નથી ખુદાપાક જેને ચાહે દસ ગણાથી વધૂ સવાબ આપે. અને બુરાઈનો બદલો વધુમાં વધુ તેના બરાબર (એકગણો) મળશે. અને અલ્લાહ ચાહે તો એથી પણ ઓછો અથવા તદ્દન માફ કરી આપે. સારાંશ કે જરાએ તેમના ઉપર ઝુલ્મ અને વધુ સખ્તી કરવામાં આવશે નહિ.

જે બંદો અલ્લાહથી ડરે છે અને તેનાથી ખૌફ ધારણ કરે છે તેને માફી આપે છે અને તેની તૌબહ કબૂલ કરે છે. પર્વતના બરાબર કે દરીયાના ફીણ બરાબર ગુનાહો કર્યા હોય છતાં જ્યારે બંદો રડી અને કકળીને માફી ઈચ્છે છે તેની જનાબમાં રજુઆત કરે છે તો તે મોટી બક્ષિશ કરનાર અલ્લાહ તેની શાને કરીમી, રહીમી વડે તેને ક્ષમા આપે છે. અને જે નિડર અને બે ખૌફ થઈ ગુનાહો અને નાફરમાની કરતો જાય છે તેનાથી ગઝબનાક અને ગુસ્સે થાય છે. તેના વિશે આ પ્રમાણે થાય છે જેવી કરણી તેવી ભરણી એટલે જેવું કરશે તેવું પામશે. તો એ તેની શફકત અને મોટી મહેરબાની છે કે, આ ઉમ્મતે મુહંમદને મોટા અઝાબોથી બચાવ્યા છે. કારણ કે તેની રેહમત તેના ગુસ્સા ઉપર ગાલિબ છે. ગુનેહગારોની બક્ષિશ કરી આપે છે. અને થોડી બંદગીની અલ્લાહ મોટી કદર કરે છે અને તે બંદાથી ખુશ થાય છે. આ તેની એનાયત અને કૃપા છે.

આ કિતાબ "જઝાઉલ આમાલ એટલે અમલોનો બદલો." ઉર્દુ ભાષામાં હઝરત મવલાના શાહ અશરફ અલી થાનવી (રહે.) એ લખી હતી. જેના વાંચવા અને પઢવાથી ખરેખર માણસને ખુદા પાકનો ડર પૈદા થાય છે. અને નેક, ભલા કામો કરવાનો ઉમંગ અને ઉત્સાહ થાય છે. અને બદીઓથી બચે છે. ગુજરાતની મુસ્લિમ જનતાના

લાભાર્થે ગુજરાતી પોશાકમાં આણવામાં આવી છે. આ ફેઝવંતી કિતાબ છપાવવામાં હાજી ઇબ્રાહીમ સુલેમાન પટેલ સાહેબે પોતાના તેમ સર્વે મરહુમોના ઇસાલે સવાબ માટે છપાવી વક્ફ કરી છે. અલ્લાહ એને કબૂલ અને મકબુલે આમ ફરમાવે અને અમારી તેમ છપાવનારની નજાત માટે સાધન બનાવે. આમીન.

આ કિતાબ જેને મળે તે પોતે વાંચે અને બાલબચ્ચાઓને વંચાવે. એના પઢવાથી ઈમાન મજબૂત થશે. દિલમાં ખુદાનો ડર પૈદા થશે. ગુનાહો છોડવાની રગબત અને બુરાઈઓની નફરત ઉત્પન્ન થશે. અને ગુનાહોથી તોબાહ ધારણ કરવાનો વિચાર થશે. અને ઘણા નુકસાન કરનાર કાર્યો તથા ખરાબીઓથી બચી જશે.

હે અલ્લાહ અમારા નાના મોટા બધા ગુન્હાઓ માફ કર અને ભલાઈ તથા બંદગી કરવાની અમને તોફિક આપ. અને અમારા મર્હુમોની બક્ષિશ કરી આપ. અને નેકી તથા ભલાઈ પર અમારો ખાતેમહ કર બેશક અલ્લાહની રહમત નેકી કરનારાઓની નજીક હોય છે.

“યા રબ્બે સલ્લે વ સલ્લિમ દાએમન અબદન, અલા હબીબેકા ખૈરિલ ખલ્કે કુલ્લેહેમી.”

લી. કમતરીન

**અહમદ અશરફ રાંદેરી**

(ખુદા તેની દુરસ્તગી ફરમાવે અને તેના મર્હુમોની બખશિશ કરે)

ખાદીમ

**દારૂલ ઉલૂમ અશરફીયહ અરબીયહ,**

તા. ૨૦-૮-૮૧                    રાંદેર (જી. સુરત) ઇન્ડીયા




# બિસ્મિલ્લા હિર્રહમાનિર્રહીમ

બધા વખાણુ તે અલ્લાહને જ માટે છે કે જેની ફરમાબરદારીના લીધે નેઅમતો પ્રાપ્ત થાય છે અને જેની નાફરમાનીના લીધે બુરાઈઓ પ્રાપ્ત થાય છે. અને કામિલ દરૂદો સલામ થાય અમારા સરદાર હઝરત મુહંમ્મદ સલ. પર કે જેવણુ તે ખુદાના નબી છે કે જેણે તે માણસને ઈઝઝત આપી જેણે આપ સલ. સાથે મુહબ્બત કરી અને જેણે તેમના સાથે દુશ્મની કરી તેમને બેઈઝઝતી દીધી અને દરૂદો સલામ થાય આપની આલ અને અસહાબ પર જેઓએ આપની તાબેદારી ખુશહાલી અને બદહાલીમાં કરી. અલ્લાહતઆલા તેઓથી રાજી રહે અને અમને તેઓની તાબેદારી કરવાની તૌફીક અર્પણ કરે.

એ પછી આ નાચીઝ અશરફઅલી થાનવી રહે. પોતાના દીની ભાઈઓની સેવામાં અરજ કરે છે કે આ કાળમાં જે હાલત અમો લોકોની છે કે બંદગીમાં સુસ્તી અને ગફલત અને ગુનાહોમાં રચ્યા પચ્યા રહે છે જે લોકો સમક્ષ જાહેર છે. મેં એ સંબંધી ખૂબ જ મનન કર્યું. તો એનું મોટું કારણ આ જણાયું કે લોકો એમ માને છે કે આપણે જે કાંઈ આ જિંદગીમાં ભલા બુરા આચરણો (અમલો) કરીશું તેનો બદલો માત્ર આખિરતમાં મળશે. તેઓ આ બાબતથી સદંતર અંજાણુ લાગે છે કે તેઓનાં ભલા બુરા આચરણોના કેટલાક પરિણામો આ જગતમાં પણ જાહેર થાય છે, અને નફસની સિફતોના ગલબાના કારણે દુન્યાની જઝા અને સજા હમણાં જ થઈ જતી હોવાથી તેના ઉપર નઝર વધારે હોય છે. પછી આખિરતમાં પણ

જઝા અને સઝા થવાને જો કે અકીદાની રૂએ તે અમલોનો નતીજો જાણે છે પરંતુ ખરી હકીકત આ છે કે મજબૂત સંબંધ અસર પેદા કરનાર અને અસરમાં અને સબબ અને સબબથી પેદા થએલી વસ્તુમાં સમજવો જોઇએ અને અસબાબોથી પેદા થએલી દુન્યાની ચીજોમાં સમજે પણ છે, તેઓ આ કુવ્વતની સાથે અમલો અને તેઓના આખિરતના નતીજાને કદી સમજતા નથી, બલ્કે આ પ્રમાણે ખ્યાલ છે કે જાણે તે આલમના બનાવોનો એક જુદો સિલસિલો છે કે જેને ચાહશે તેને પકડશે અને સજા દેશે અમલોને જાણે તેમાં કોઈ દખલ જ નથી. જો કે આ ખ્યાલ ઘણી આયતો અને સહીહ સાફ હદીસોના વિરુદ્ધ છે.

લોકોની આ પ્રકારની ખોટી માન્યતા દૂર કરવા બે વાતો મારા ધ્યાનમાં આવી છે જેમાંની એક કુર્આન શ. અને સુન્નત તેમ તહકીક કરનાર પાકા આલીમોના વચનો દ્વારા બતાવવામાં આવે કે જેવી રીતે આખિરતમાં અમલોનો બદલો કે શીક્ષા મળશે તેવી જ રીતે આ જગતમાં પણ તેના કેટલાંક પરિણામો પ્રકટે છે બીજી એ બાબત પુરવાર કરવામાં આવે કે અમલો અને આખિરતના બદલામાં એવો જ સંબંધ છે જેમકે આગથી આ ખાવાનું પકાવાય છે, ખાવું ખાવાથી પેટ ભરાય છે અગ્નિ પર પાણી છાંટવાથી તે ઓલવાઈ જાય છે, આ બન્ને વાતો પુરવાર થઇ જતાં અમલોનો બદલો અને સજા મળવી અને તેનું પરિણામ માત્ર આખિરતમાં જ નથી આવતુ બલ્કે તેનો પડઘો આ જગતમાં પણ પડે છે. એવા યકીન અને એતેકાદમાં તાઝગી અને ગુનાહથી નફરત થઇ જવું સહેલું છે. આગળ તોફીક અને મદદ હકતઆલા તરફથી છે. એ જ હેતુને પુરો કરવા માટે આ ટુંક રિસાલો સરળ ઉર્દુમાં લખવામાં આવે છે અને એનું નામ "જઝાઉલ આમાલ" (કરણીનું ફળ) નામ રાખવામાં આવે છે. મજકુર મઝમુનોના કારણે આ રિસાલો એક પ્રસ્તાવના ચાર પ્રકરણ અને એક ખાતિમાં પર લખવામાં આવ્યો.

પ્રસ્તાવનામાં અમલોને જઝા અને સઝા સાથે ગાઢ સંબંધ છે તેનું ટુંક વર્ણન છે જ્યારે પહેલા પ્રકરણમાં એનું બયાન છે કે ગુનોહ કરવાથી દુન્યાનું શું નુકસાન થાય છે. બીજા પ્રકરણમાં એનું બયાન છે કે અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ.ની તાબેદારી કરવાથી શું શું લાભ થાય છે.

ત્રીજા પ્રકરણમાં એનું બયાન છે કે ગુનાહમાં અને આખિરતની સજામાં કેટલો મજબૂત સંબંધ છે. ચોથા પ્રકરણમાં એનું બયાન છે કે અહકામની તાબેદારી કરવાને આખિરતની જઝામાં કેવો દખલ અને તાસીર છે. ઉપરાંત ખાતિમાં મા કેટલા ખાસ સારા અને બુરા અમલોના બયાનમાં જેઓને કરવા અને ન કરવાની વધારે જરૂરત છે અને કેટલીક શંકાઓની વાતોના જવાબમાં જે જનતા માટે વધુ બેબાકીકી કારણ રૂપ બની ગઈ છે. ખુદાપાક પોતાના ફઝલો કરમથી એને પુરં કરાવે અને હિદાયતનું સાધન બનાવે. અને મારાથી જે ખતા બહેરી અને બાતિની થાય તેને માફ ફરમાવે આમીન. એને હું હમણાં જ સરૂ કરું છું અને તેનાથી જ મદદ માગું છું.



# પ્ર સ્તા વ ના

## "આ વાતના ટુંક બયાનમાં કે અમલો જઝા અને સઝાના કારણો છે."

કુર્આને મજીદમાં જુદા જુદા તરીકાથી આ વાતનું વર્ણન થયું છે કે ક્યાં તો અમલને શર્ત અને નતીજાને જઝા બદલો ઠેરવ્યો છે, જેમકે કલામે પાકમાં છે કે જ્યારે "એ લોકોએ તેમને મનાઈ કરેલી વસ્તુઓથી નાફરમાની કરી ત્યારે અમોએ તેમને કહ્યું કે ધુત્કારાએલા વાંદરા બની જાઓ." આ આયત બતાવી રહી છે કે એ લોકોને તેમની સરકશીના કારણે શીક્ષા મળી હતી, બીજી જગ્યાએ ઈરશાદ છે કે "જ્યારે તેઓએ અમને નારાઝ કર્યા તો અમોએ તેઓથી બદલો લીધો." આ આયતથી સ્પષ્ટ જણાય છે કે અલ્લાહ તઆલાને નારાજ કરવાથી બદલો લેવામાં આવ્યો. ત્રીજી જગ્યાએ છે કે "જો તમો અલ્લાહ તઆલાથી ડરો તો અલ્લાહ તઆલા તમારે માટે નિર્ણય કરી દે અને તમારાથી તમારી બુરાઈઓ દુર કરી દે" અને ઈરશાદ છે કે "જો તેઓ સત્ય માર્ગ પર અડગ રહેતે તો અમે તેમને પીવાનું પુષ્કળ પાણી આપત" અને ઈરશાદ છે કે "જો તેઓ તોબહ કરે, અને નમાઝ કાયમ કરે અને માલની ઝકાત આપે તો તેઓ તમારા દીની ભાઈ છે." અને ઈરશાદ છે કે "તમોએ જે આગળ કર્યું તેની આ સજા છે" અને ઈરશાદ છે કે "તમો જે કૃત્ય કરતા હતા તેની આ શિક્ષા છે" અને ઈરશાદ છે કે "એનું કારણ આ છે કે તેઓએ અમારી નિશાનીઓનો ઈનકાર કર્યો" અને ઈરશાદ છે કે "તેઓએ પોતાના પરવરદિગારના રસૂલની ના ફરમાની કરી તો તેઓને પકડી લીધા" અને ઈરશાદ છે કે "તેઓએ મુસા અને હારૂન (અલે.)ને જુઠલાવ્યા તો નાશ પામનારામાંથી થયા" અને ઈરશાદ છે કે "જો યૂનુસ (અલે.) તસ્બીહ પઢનારાઓમાંથી નહોત તો તેઓ કયામતના દીન સુધી માછલીના પેટમાં રહ્યા હોત" આ આયતથી સાફ જણાય છે કે તસ્બીહ (અલ્લાહની યાદ) કરવાના લીધે તેમનો છુટકારો થયો. અને ઈરશાદ છે કે "જો તે લોકો જેની તેમને નસીહત કરવામાં આવી છે તે પ્રમાણે વર્તતે તો તેઓ માટે બહેતર થાત."

આ બધી આયતો સાફ સાફ કહી રહી છે કે અમલો અને સઝામાં જરૂર સંબંધ છે.

★

# પ્રકરણ પહેલું

## "એ બયાનમાં ગુનોહ કરવાથી દુન્યામાં શું શું નુકશાન થાય છે."

એમ તો એ નુકસાનો એટલા બધાં છે કે જેની ગણત્રી કરવી અશક્ય છે. પરંતુ અત્રે પહેલાં થોડીક આયતો અને હદીસોથી ટુંકમાં કેટલી અસરો બતાવીએ છીએ એ પછી એની વિગતોમાં ઉતરીશું.

કુર્આન મજીદમાં જે નાફરમાનોના જગેજગ કિસ્સા અને તેની સાથે તેઓની સઝાનું વર્ણન થયું છે તે કોને ખબર નથી. તમને ખબર છે કે ઈબ્લીસને આસમાનથી કાઢીને, જમીન પર ફેંકયો, એ જ તેની ના ફરમાનીના લઈ લઅનતી થયો, તેની સુરત બગાડી નાંખવામાં આવી. તેનું બાતિન (ભીતર) ખરાબ થયું, અને તેના ભાગ્યમાં રહમતને બદલે લઅનત, ફિટકાર આવી. નજદીકીના બદલે દુરી ભાગ્યમાં આવી. તસ્બીહ અને ગુણગાનના બદલે કુફ્ર અને શિર્ક અને જુઠાણું અને, બદીનું ઈનામ મલ્યું. એ જ (નાફરમાનીના) લીધે નુહ (અલૈ.) ના સમયમાં બધી પૃથ્વીના લોકોને પાણીના તુફાનમાં ડુબાડવામાં આવ્યા, એ જ (નાફરમાનીના) લઈ આદની કોમને જોરદાર આંધી મોકલવામાં આવી અહીં સુધી કે જમીન પર પટકી પટકીને નષ્ટ કરવામાં આવ્યા, એ જ (ના ફરમાનીના) કારણે સમૂદની કોમ પર ચીખ આવી જેથી તેઓના કાળજાં ફાટી ગયાં. અને બધાં જ નષ્ટ થઈ ગયા. એ જ ના ફરમાનીના લીધે લૂત (અલૈ.)ની કોમની વસ્તીને આસ્માન સુધી લઈ જઈને ઉંધી ફેંકવામાં આવી, અને ઉપરથી પત્થરનો વરસાદ વરસાવવામાં આવ્યો. એજ નાફરમાનીના લીધે શુએબ (અલૈ.)ની કોમ પર વાદળનો અઝાબ આવ્યો જેમાંથી એકથી આગ વરસી એજ સરકશીના કારણે ફિરઓનની કૌમને કુલઝુમ દરીયામાં ડુબાડવામાં આવી, એજ નાફરમાનીના કારણે કારૂન ને જમીનના પેટાળમાં ધસાવવામાં આવ્યો, અને તેના સાથે તેના માલસામાન મિલ્કતને પણ ધસાવવામાં આવ્યો. એજ (નાફરમાનીના) કારણે બની ઇસરાઇલ પર એવી કોમને નિયુક્ત કરી જે ઘણીજ

હડાયક હતી, અને તેમના ઘરોમાં ઘુસી જઈ તેઓનો નાશ કર્યો બીજી વાર તેમના વિરોધીઓને તેઓ પર સત્તા આપી કે તેમનું સઘળું કરેલું નાશ થયું. એજ નાફરમાનીના કારણે બનીઇસરાઈલને પ્રકાર પ્રકારની સંકટો અને દુઃખોમાં ફસાવવામાં આવ્યા, કદી તેમને કતલ કરવામાં આવ્યા, કદી કેદ કરવામાં આવ્યાં, કદી તેઓના ઘરોને ઉજ્જડ કરવામાં આવ્યા, કદી તેઓ પર ઝાલિમ બાદશાહોને નિયુક્ત કરવામાં આવ્યા, કદી દેશપાર કરવામાં આવ્યા, કદી તેઓને ડુક્કર વાંદરા બનાવવામાં આવ્યા, જેની આ અસરો જાહેર થઈ તે નાફરમાની ન હતી તો બીજું શું હતુ? આ બનાવોને જગેજગ વર્ણવવામાં આવ્યાં અને બહુ જ ટુંક શબ્દોમાં તેનું કારણ જણાવવામાં આવ્યું. ઈરશાદ છે કે "અલ્લાહ તઆલા એવા નથી કે તેઓની ઉપર ઝુલ્મ કરતે પરંતુ તેઓ પોતે પોતાની જાનો પર ઝુલ્મ કરતા હતા." જોયું. વિચાર્યું કે આવા નાફરમાન લોકોએ જગતમાં કેવા પ્રકારના દુઃખો સંકટો પોતાની નાફરમાનીના કારણે ભોગવ્યા? ઈમામ અહમદે (રહ.)એ રિવાયત કરી છે કે જ્યારે કુબરસ ફતેહ થયું ત્યારે હઝરત ઝુબૈર બિન નફીર રદી.એ હઝરત અબૂદરદા રદી.ને જોયા કે એકલા બેસીને રડી રહયા છે, તો તેઓને પૂછ્યું કે, અબુદરદા આવા મુબારક પ્રસંગે કે જ્યારે અલ્લાહ તઆલાએ મુસલમાનો અને ઇસ્લામને ઈઝઝત આપી છે ત્યારે આ રડવું કેવું? તો તેમણે જવાબ આપયો કે ઝુબેર અફસોસ છે તમો નથી જાણતા કે જ્યારે કોઈ કોમ અલ્લાહ તઆલાના હુકમને ફગાવી દે છે તો તે અલ્લાહ તઆલા નજીક કેવી ઝલીલ અને બેકદર થઈ જાય છે જુઓ કયાં તો આ કોમ સત્તાધારી હતી અને કયાં તો આજે ખુદા તઆલાની આજ્ઞાઓ છોડી ઝલીલ તુચ્છ થઈ અને મસનદમાં છે કે નબીએ કરીમ સલ.એ ઈરશાદ ફરમાવ્યો કે બેશક માણસ રોઝીથી મહરૂમ ગુનાહના કારણે થઈ જાય છે.

ઈબ્ને માજહમાં હઝરત અબ્દુલ્લા બિન ઉમર રદી.થી રિવાયત છે કે અમે દશ માણસો હુઝૂર સલ.ની સેવામાં હાજર હતા. આપ સલ.

અમોને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે પાંચ ચીજોથી હું ખુદાપાકની પનાહ માંગું છું જેને તમો જોશો? જ્યારે કોઈ કોમ બેહયાઇના કામો ખુલ્લે છોગે કરશે તો તેઓ પ્લેગમાં ફસાશે, અને એવી એવી બીમારીયોમાં પકડાશે કે તેઓના પૂર્વજોમાં નહીં થઈ હોય. અને જ્યારે કોઇ કોમ માપતોલમાં કમી કરશે તો દુકાળ અને તંગીમાં અને હાકિમોના ઝુલ્મમાં ફસાશે. જ્યારે કોઇ કોમ ઝકાત આપવી બંધ કરશે તો વરસાદ વરસવો બંધ થશે, જો આ મુંગા પશુઓ ન હોત તો તેઓ પર કદી વરસાદ નહીં વરસતે અને જ્યારે કોઇ કોમ વચનભંગ કરશે ત્યારે અલ્લાહ તઆલા તે કોમ પર પરકોમના શત્રુઓને સત્તા આપશે જે તેમની માલ મિલકત ઝબરદસ્તીથી લઇ લેશે. અને જ્યારે સરદારો અલ્લાહના હુકમ પ્રમાણે ફેસલો કરવો છોડી દેશે તો અલ્લાહ તઆલા તેઓના અંદર કતલ અને લડાઈ પેદા કરી દેશે.

હઝરત ઇબ્ને અબીદ દુન્યા રિવાયત કરે છે કે એક માણસે હઝરત આયશાહ રદી થી ધરતીકંપ થવાનું કારણ પુછ્યું તો ફરમાવ્યું કે જ્યારે લોકો ઝિનાને નીડરતાથી કરવા લાગે છે, અને દારૂ પીએ છે અને વાજીંત્રો વગાડે છે તો અલ્લાહ તઆલાને આસમાનમાં ગયરત આવે છે એટલે ઝમીનને હુકમ કરે છે કે તેઓને હલાવી નાખ.

અને હઝરત ઉમર બિન અ. અઝીઝ (રહ.)એ જગે જગ શહેરોમાં કાગળો લખી મોકલ્યાં જેનો મઝમુન આ છે કે હમદોસલાત પછી મુદ્દો એ છે કે ધરતીકંપ થવું અલ્લાહપાકના ગુસ્સાનું ચિનહ છે મેં સઘળા ઇસ્લામી શહેરોમાં લખ્યું છે કે ફલાણી તારીખે ફલાણા મહીનામાં લોકો દુઆ કરવા મેદાનમાં નીકળે અને જેના પાસે નાણા હોય તો તે ખેરાત પણ કરે. અલ્લાહ તઆલા ફરમાવે છે 'કે બેશક તે સફળ થયો જેણે પવિત્રતા પ્રાપ્ત કરી અને પોતાના રબનો ઝિક્ર કર્યો અને પછી નમાઝ પઢી' અને પછી હઝરત આદમ (અલૈ.)ના પેઠે કહો કે 'અમારા રબ અમોએ અમારી જાતો પર જુલમ કર્યો અને જો આપ અમને માફ ન કરો અને અમારા પર રહમ ન કરો તો

અમો પેટ ખાનારામાંથી થઈ જઇશું' અને નૂહ (અલે.) પેઠે આ દુઆ પઢો. જો આપ મને માફ નહીં ફરમાવશો અને મારા ઉપર રહેમ ન ફરમાવશો તો હું નુકશાન મેળવનારાઓમાંથી થઇ જઇશ.' અને યુનુસ અલ. જેમ આ દુઆ પઢો 'તારા વિના કોઇ બંદગીના લાયક નથી (બધા એબ અને નુકશાનની વાતોથી) આપ પાક છો બેશક હું ભુલચૂક કરનારો છું.'

હઝરત ઇબ્ને અબીદ દુન્યાએ રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ સલ.એ ફરમાવ્યું કે જયારે અલ્લાહપાક બંદાઓથી બદલો લેવા ચાહે છે તો બચ્ચાંઓ ઘણા મરે છે. અને ઓરતો વાંઝ થઈ જાય છે માલિક બિન દીનાર રહ ફરમાવે છે કે મેં હિકમતની કિતાબોમાં વાંચ્યું છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે હું અલ્લાહ છું બાદશાહોનો માલિક છું તેઓના હ્રદયો મારી મુઠ્ઠીમાં છે. એટલે જે મારી તાબેદારી કરે છે તેના પર હું બાદશાહોને મહેરબાન કરી દઉં છું અને જે કોઇ મારી નાફરમાની કરે છે તો તેજ બાદશાહોને તે આદમીને શિક્ષા કરવા નિયુકત કરૂં છું. બાદશાહોને બુરા ભલા કહેવામાં લાગેલા ન રહો, મારા તરફ પાછા ફરો હું તેમને તમારા ઉપર નમ્ર કરી દઈશ.

હઝરત ઈમામ અહમદ રહ.એ હઝરત વહબ રદી.થી નકલ કર્યું છે કે અલ્લાહ તઆલાએ બની ઈસરાઈલને ફરમાવ્યું કે જયારે મારી ફરમા બરદારી કરવામાં આવે છે તો હું પ્રસન્ન થાઉ છું અને જયારે રાઝી (ખુશ) થાઉં છું તો બરકત ઉતારૂં છું અને મારી બરકત અપાર છે, અને જયારે મારી ના ફરમાની કરવામાં આવે છે તો હું ગુસ્સે થાઉં છું અને જયારે ગુસ્સે થાઉં છું તો ફીટકાર મોકલું છું અને મારી ફીટકારની અસર સાત પેઢી સુધી રહે છે.

ઈમામ અહમદ રહ.એ હઝરત ઈમામ વકીઅ રદી.થી રિવાયત કરી છે કે હઝરત આયશાહ રદી.એ હઝરત મુઆવિયહ રદી. પર એક પત્ર લખ્યો કે જયારે બંદો અલ્લાહ તઆલાની નાફરમાની કરે છે તો તેની વખાણ કરનારા બદગોઈ કરવા લાગે છે.

આ પ્રકારની અનેક હદીસો અને સહાબીઓ અને તાબેઈન રહ. ના વચનોમાં ગુનાહના નુકસાનો જે દુન્યામાં પેશ આવે છે તેનું વર્ણન છે. હવે કેટલાક નુકસાનો ક્રમવાર વિગતવાર લખવામાં આવે છે કે વાંચો. એથી બોધપાઠ લીએ અને ગુનાહો તજી ઈબ્રત પકડે.

(૧) ગુનાહોનું એક પરિણામ આ આવે છે કે માણુસ ઈલ્મથી વંચીત રહે છે કારણ કે ઈલ્મ એક બાતિની નૂર (પ્રકાશ) છે જે ગુનાહોના કારણે નાશ પામે છે. હઝરત ઈમામ માલિક રહ.એ હઝરત ઈમામ શાફેઈ રહ.ને વસિય્યત ફરમાવી હતી કે હું જોઉ છું કે અલ્લાહ પાકે તમારા દિલમાં એક નૂર મુકયું તો તમો તેને ગુનાહોના અંધકારથી બુઝાવી નાખતા નહીં.

(૨) ગુનાહનું એક નુકસાન દુન્યામાં એ છે કે રોઝી ઓછી થઇ જાય છે.

(૩) ગુનાહનું એક પરિણામ આ છે કે ગુનેહગારને અલ્લાહ તઆલાથી એક પ્રકારથી વહશત (નફરત) હોય છે. જે જરા પણ રસ ધરાવતો હોય તે સમજી શકે છે, એક માણુસે એક આરિફ (અલ્લાહને ઓળખનાર)ને વહશતની શિકાયત કરી તો તેમણે ફરમાવ્યું કે જ્યારે ગુનાહ તને વહશતમાં નાંખે ત્યારે જો તારે વહશત દૂર કરવી હોય તો ગુનાહો છોડ અને મોહબ્બત (લગાવ) પ્રાપ્ત કરી લે.

(૪) એક નુકસાન એ છે કે ગુનોહ કરવાથી માણુસોથી પણ વહશત થવા લાગે છે ખાસ કરી નેક લોકોથી જેથી તેઓ પાસે બેસવા દિલ લાગતુ નથી અને જેટલી નફરત વધતી જાય છે તેઓથી દૂર અને તેઓની બરકતોથી અભાગ્ય થતો જાય છે, એક બુઝુર્ગનો કથન છે કે મારાથી કદી ગુનોહ થઈ જાય છે તો તેની અસર પોતાની બીબી અને પશુઓના અખ્લાકમાં જોઉં છું કે તેઓ મારા પુરા તાબેદાર રહેતા નથી.

(૫) ગુનાહ કરવાથી એક નુકસાન આ પણ છે કે ગુનેહગારને ઘણા કામકાજમાં તકલીફ (અડચણ) પેશ આવે છે જેમ તકવો

પરહેઝગારી કરવાથી સફળતાના માર્ગો મોકળા થાય છે. તેવી જ રીતે તકવો ત્યાગવાથી સફળતાના માર્ગો બંધ થઈ જાય છે.

( ૬ ) એક નૂકસાન એ છે કે હૃદયમાં અંધકાર જેવું જણાય છે. જરા પણ વીચારવામાં આવે તો એ અંધકાર સાફ જણાય છે. એ અંધકારની કુવ્વતથી એ પ્રકારની હેરત ( આશ્ચર્ય ) ઉત્પન્ન થાય છે અને એનાથી બિદઅત ગુમરાહીજ હાલતમાં ફંસાઈને નાશ થઈ જાય છે. અને એ અંધકારની અસર હૃદયમાંથી આંખમાં આવે છે પછી ચેહરા પર કાળાશ જણાય છે. ફાસિક ગમે તેટલો સુંદર સાફ સુથરો હોય પરંતુ તેના ચહેરા પર એક પ્રકારની બેરોનકી અવશ્યક હોય છે.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદી૦ ફરમાવે છે કે નેકી કરવાથી ચેહરા પર રોનક દિલમાં નુર રોઝીમાં વધારો, બદનમાં તાકાત અને લોકોના દિલોમાં મોહબ્બત પેદા થાય છે. જ્યારે બદી કરવાથી ચેહરા પર બેરોનકી કબ્ર અને દિલમાં અંધકાર શરીરમાં સુસ્તી રોઝીમાં તંગી અને લોકોના દિલોમાં નફરત ઉત્પન્ન થાય છે.

( ૭ ) એક નુકસાન એ છે કે ગુનાહથી દિલ અને બદનમાં કમજોરી પેદા થાય છે. દિલની કમજોરી તો જાહેર છે કે નેક કામો તરફ હિમ્મત ઘટતી ઘટતી બીલકુલ નાબૂદ થઈ જાય છે, રહી ગઈ બદનની કમજોરી તો બદન દિલના તાબે છે જ્યારે દિલ કમજોર છે તો બદન પણ કમજોર થશે. જેમકે મુલ્કે ફારિસ અને રૂમના કાફિરો કેવા મજબૂત બાંધાના હતા, પરંતુ સહાબીઓના મુકાબલામાં થોભી ન શક્યા.

( ૮ ) એક નુકસાન એ છે કે માણસ ખુદાના હુકમો બજાવી લાવવાથી વંચીત થઈ જાય છે. આજે એક આજ્ઞાનું ઉલંઘન થયું, કાલે બીજી છુટી પરમ દહાડે ત્રીજી છૂટી ગઈ. એ જ પ્રમાણે બધા નેક કામો ક્રમશઃ ગુનાહની બદોલત છુટી જાય છે. જેમકે એક બીમાર માણસે સરસ ખાણામાંથી એક કોળીયો આરોગી લીધો જેના પ્રતાપે

બીમારી એટલી વધી ગઈ કે હજારો સારાં ખાણાથી મહરૂમ થઈ ગયો.

(૯) એક નુકસાન એ છે કે ગુનાહથી જીવન ઘટે છે અને બરકત ઉઠી જાય છે કારણ કે હદીસ શ૦થી સાબિત છે કે નેકીથી ઉમર વધે છે અને ગુનાહો કરવાથી ઘટે છે. અહીં એવી શંકા કરવી કે ઇનસાનની જીવનદોરીનો સમય નક્કી છે તો તે કેવી રીતે ઘટી વધી શકે છે! તો મારો જવાબ એ છે કે ઉમર પર જ શું ખાસ છે. બધી જ ચીજો મુકદ્દર (નક્કી) છે અમીરી, ગરીબી, તંદુરસ્તી, બીમારી, સોમાં એ જ શંકા થઈ શકે છે છતાં પણ આ બાબતોને અસબાબ સાથે જોડાએલી સમજીને તદબીર (ઉપાયો) કરવામાં આવે છે તે જ પ્રમાણે ઉપરનો હાલ સમજવો જોઈએ.

(૧૦) એક નુકસાન એ છે કે એક ગુનોહ બીજા ગુનાહનો સબબ થાય છે તે ત્રીજાનો એ જ પ્રમાણે ધીમે ધીમે એક એક કરી ગુનાહોનો વધારો થતો જાય છે. ત્યાં સુધી કે ગુનેહગાર ગુનાહોમાં ઘેરાઈ જાય છે, છેવટે ગુનાહનો એવો ટેવાઈ જાય છે કે તેને એ ટેવ છોડવી મુશ્કેલ છે. પછી તેની એવી સ્થિતિ થઈ જાય છે કે જો ગુનોહ ન કરે તો તેને તકલીફ થાય છે અને તેમાં તેને કશો રસ પડતો નથી છતાં આદતના ગુનાહ કર્યે જાય છે.

(૧૧) એક નુકસાન એ છે કે ગુનોહ કરવાથી તોબહનો ઇરાદો નિર્બળ બની જાય છે, અહીં સુધી કે તોબાની બિલકુલ તોફીક થતી નથી, અને એ જ હાલતમાં મરણ થાય છે.

(૧૨) એક નુકસાન એ છે કે થોડા દિવસમાં તે ગુનાહની બુરાઈ દિલમાંથી નીકળી જાય છે. તેને ખરાબ સમજતો નથી. ન એ વાતની પરવા હોય છે કે કોઈ જોઈ લેશે. બલ્કે વાત અહીં સુધી પહોંચે છે કે ફખર સાથે તેનું વર્ણન કરે છે. એવો માણસ માફીથી દૂર થતો જાય છે, જેમકે રસૂલુલ્લાહ સલ૦ એ ઇરશાદ ફરમાવ્યો કે સોને માટે માફીની ઉમીદ છે. પરંતુ જે લોકો છડેચોક ગુનોહ કરે છે, અને આ

પણ ખુલ્લે ખુલ્લા ગુનાહ કરવા બરાબર છે કે અલ્લાહ તઆલાએ તેને છુપાવ્યો છ ! તે બીજા દિવસે ખુદ પોતાની ફજેતી કરવા લાગ્યો કે મેં ફલાણા ફલાણા ખરાબ કૃત્યો કર્યાં હતાં પોતે જ પોતાનો ગુનોહ જાહેર કર્યો, જો કે ખુદાપાકે છુપાવી લીધો હતો. અને કદી ગુનાહની બદી ઓછી થતાં થતાં કુફ્ર સુધી મામલો પહોંચે છે. એથી જ એક બુઝુર્ગનું કથન છે કે તમો તો ગુનાહોથી ડરો છો. અને મને કુફ્રનો ભય છે.

(૧૩) એક નુકસાન એ છે કે દરેક ગુનોહ ખુદાના દુશમનોમાંથી કોઈ ને કોઈનો વારસો હોય છે તો જાણે એ માણસ તે મલઉનનો વારસદાર બને છે જેમકે સૃષ્ટિ વિરૂદ્ધનું કામ કવમે લૂતનો વારસો છે. ઓછું તોલવું એ શોએબ અલૈ.ની કોમનો વારસો છે, ફિત્નો ફસાદ ફિરઓન અને તેની કોમનો વારસો છે, ઘમંડ કવમે હુદનો વારસો છે, તો જાણે એ લોકો એવા લોકોનું રૂપ ધારણ કરે છે. મસનદે અહમદમાં અબ્દુલ્લાહ બિન ઉમર રદી.થી રિવાયત છે આપ સલ.એ ફરમાવ્યું કે જે માણસે કોઈ કોમનું રૂપ ધારણ કર્યું તેની ગણત્રી તે કોમમાંથી થાય છે.

(૧૪) એક નુકસાન આ છે કે ગુનોહ કરવાથી એ માણસ અલ્લાહ તઆલા નજીક બેઈઝઝત હલકો પડે છે અને જ્યારે ખાલિકના નજીક હલકો પડયો તો તેની ઈઝઝત મખલુકમાં પણ રહેતી નથી, જેમકે અલ્લાહ પાકનો ઈરશાદ છે "અને જેને ખુદાપાક બેઇઝઝત કરે છે તો તેને કોઈ ઈઝઝત આપનારો નથી." પંદનામાહમાં ખાજા ફરીદુદ્દીન અત્તાર રહ૦એ ફરમાવ્યું છે.

"એવી ઈઝઝત વાળો કે જેણે તેની દરગાહથી માથું ફેરવ્યું તે જે દરવાજા પર ગયો જરા પણ ઈઝઝત ન મળી." જો કે લોકો તેના ઝુલમ અને શરારતના ડરથી તેની ઈઝઝત કરતા હોય, પરંતુ કોઈના દિલમાં અઝમત રહેતી નથી.

(૧૫) એક નુકસાન એ છે કે ગુનાહની નુકસાન જેમ તે માણસને પહોંચે છે તેવી જ રીતે તેનું નુકસાન બીજા કોઈને પણ પહોંચે છે.

તેઓ સો એના ઉપર ફિટકાર કરે છે તેઓને ગુનાહની સજા મળીને જ રહેશે. એ ફિટકાર તે વતરોક છે. હઝરત મુજાહિદ રહ. ફરમાવે છે કે પશુઓ નાફરમાની કરનાર માણુસો પર લઅનત કરે છે, જ્યારે કે સખ્ત દુકાળ પડે છે, અને વરસાદ રોકાય જાય છે, અને કહે છે કે આ ઈનસાનના ગુનાહોની નુહુસતથી છે.

( ૧૬ ) એક નુકસાન આ છે કે ગુનોહ કરવાથી અકલમાં ખામી અને બગાડ આવી જાય છે કારણુ કે અકલ એક નુરાની ચીજ છે, ગુનાહની ખરાબીથી એમાં કમી આવી જાય છે, બલ્કે ખુદ ગુનોહ કરવો કમઅકલીની નિશાની છે, જો એ માણુસની અકલ ઠેકાણે હોત તો કેવી રીતે ગુનોહ કરી શકતો હતો. જ્યારે એ માણુસ ખુદા તઆલાની કુદ્રત કબજામાં છે. તેની પૃથ્વી પર રહે છે તે જોઈ રહયો છે, તેના ફરિશતા (દેવદુત) શાક્ષી બની રહયા છે. કુર્આન મજીદ મના કરી રહ્યું છે, ઈમાન અને મૌત મના કરી રહયાં છે. દોઝખ મના કરી રહી છે. ગુનાહો કરવાથી એટલી ખુશી અને મજા પ્રાપ્ત ન થશે જેટલા દુન્યા અને અખિરતના ફાયદાઓ તેનાથી છુટી ગયા, જુઓ કોઈ અકલવાળો આ વાતો હોવા સાથે ગુનોહ કરી શકે છે ?

( ૧૭ ) એક મોટું નુકસાન આ છે કે ગુનોહ કરવાથી એ માણુસ રસૂલુલ્લાહ સલ.ની લઅનતમાં દાખલ થઈ જાય છે. કારણુ કે આપ સલ.એ ઘણુા ગુનાહો પર લઅનંત મોકલી છે અને જે ગુનાહો આ ગુનાહોથી મોટા છે તેઓ ઉપર તો એથી વધુ લઅનતનો હક લાગુ થાય છે, જેમકે આપ સલ.એ લઅનત ફરમાવી છે તે ઓરતો પર જે ગુદે અને ગુદાવે (એટલે છુંદણુા મુકે અને મુકાવે) અને જે પોતાના વાળ બીજાના વાળોમાં મેળવી લાંબા કરે. અને જે બીજાથી આ કામ લે. અને આપ સલ.એ લઅનત કરી છે વ્યાજ લેનાર, આપનાર, તેના લખનાર, તેના શાક્ષી પર અને આપ સલ.એ હલાલહ કરનાર પર લઅનત કરી છે, અને જેને માટે હલાલહ થાય (એટલે જ્યારે નિકાહમાં

એને શરત ઠેરવવામાં આવે) અને લઅનત ફરમાવી છે ચોર પર, અને લઅનત ફરમાવી છે દારૂ પીનાર, અને પીવડાવનાર પર, અને દારૂ ગાળનાર પર. અને દારૂ ગળાવનાર પર, અને વેચનાર પર, અને ખરીદનાર પર, અને દારૂની કીમત ખાનાર પર, અને દારૂને ઉંચકીને લાવનાર પર, અને દારૂની હેરફેરી કરનાર પર, અને જેના માટે ઉંચકીને લાવવામાં આવે તે પર, અને લઅનત ફરમાવી છે જે જમીનની હદોને બદલી નાખે. અને લઅનત ફરમાવી છે તે માણુસ પર જે પોતાના બાપને બુરો કહે, અને લઅનત ફરમાવી છે તે માણુસ પર જે જાનદાર ચીઝને નિશાન બનાવે. અને લઅનત ફરમાવી છે તે મરદો પર જેઓ ઓરતોનું રૂપ ધારણ કરે, અને તે ઓરતો પર જે મરદોનું રૂપ ધારણ કરે, અને લઅનત ફરમાવે છે તે માણુસ પર જે અલ્લાહ વગર બીજાના નામ પર જાનવર ઝુબહ કરે, અને લઅનત ફરમાવી છે તે માણુસ પર જે દીનમાં નવી વાત પેદા કરે, અથવા એવા માણુસને આશરો આપે, અને લઅનત ફરમાવી છે તે માણુસ પર જે જાનવર સાથે સોહબત (વ્યભીચાર) કરે, અને લઅનત ફરમ.વી છે તે માણુસ પર જે જાનવરના મોંઢા પર ડામ લગાડે, અને લઅનત ફરમાવી છે તે માણુસ પર જે કોઈ મુસલમાનને નુકસાન પહોંચાડે અથવા તેને ધોકો આપે, અને લઅનત ફરમાવી છે તે ઓરતો પર જેઓ કબ્ર પર જાય અને તે લોકો પર જેઓ કબ્ર પર જઈ સિજદો કરે અથવા દીવો બાળે, અને લઅનત ફરમાવી તે માણુસ પર જે કોઈ ઓરતને તેણીના ધણીથી અથવા ગુલામને તેના શેઠથી ભડકાવી નસાડે, અને લઅનત ફરમાવી છે તે માણુસ પર જે ઓરતની પાછળની જગ્યામાં સોહબત (સંભોગ) કરે, અને ઈર્શાદ ફરમાવ્યો કે જે ઓરત પોતાના ધણીથી નારાઝ થઈને રાત્રે અલગ રહે, સવાર સુધી ફરીશતા તેણી ઉપર લઅનત કરે છે, અને લઅનત ફરમાવી છે તે માણુસ પર જે પોતાના બાપને છોડી કોઈ બીજા તરફ પોતાનું નસબ (ખાનદાન) મેળવે, અને ફરમાવ્યું કે જે માણુસ પોતાના

મુસલમાન ભાઈ તરફ લોખંડથી ઈશારો કરે તેના ઉપર ફરિશતા લઅનત કરે છે, અને લઅનત કરી છે તે માણસ પર જે સહાબા રદી.ને બુરા કહે, અને લઅનત ફરમાવી છે અલ્લાહ તઆલા એ તે માણસ પર જે જમીનમાં ફસાદ મચાવે, અને સગા સાથે ખરાબ વર્તાવ કરે, અને અલ્લાહ તઆલાને અથવા રસુલુલ્લાહ સલ.ને ઈજા આપે અને લઅનત ફરમાવી છે તે માણસ પર જે ખુદાના હુકમોને છુપાવે, અને લઅતન ફરમાવી છે તે લોકો પર જે નેક પાકદામન બીબીઓને જેઓને કાંઈ ખબર સુદ્ધાં નથી અને ઈમાનદાર છે તેણીઓને ઝિનાની તહોમત લગાડે, અને લઅતન ફરમાવી છે તે માણસ પર જે કાફિરોને મુસલમાનોની સરખામણીમાં ઠીક રસ્તા પર બતાવે, અને લઅનત ફરમાવી છે તે માણસ પર જે લાંચ આપે, અને લે, અને વચમાં પડે, જો ગુનાહમાં બીજું કશું નુકશાન ન થતું હોય તો પણ આ બાબત શું ઓછી છે કે આપણે અલ્લાહ અને તેના રસૂલ સલ.ની લઅનતના ભોગ બનીએ? ( અલ્લાહની પનાહ ).

(૧૮) એક નુકશાન એ છે કે ફરીશતાઓની દુઆથી મહરૂમ થઈ જાય છે, અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે "જે ફરિશતાઓ અર્શને ઉઠાવે છે અને જેઓ અર્શની આસપાસ છે તેઓ પોતાના રબની પાકી અને વખાણ બયાન કરતા રહે છે. અને અલ્લાહ તઆલા પર યકીન રાખે છે, અને ઈમાનવાલા માટે મગફેરત માંગે છે કે યા અલ્લાહ આપની રહમત અને ઈલમ બહુ જ બહોળો છે એવા લોકોને બખ્શી દો જેઓ આપ તરફ રજુ કરે છે અને આપના રસ્તાની પેરવી કરે છે અને એવા લોકોને દોઝખના અઝાબથી બચાવી લ્યો" જુઓ આ આયતથી સાફ જણાયું કે ફરીશતાઓ તે મોમિનોના માટે મગફિરતની દુઆ કરે છે, જેઓ અલ્લાહ તઆલાના બતાવેલા માર્ગ પર ચાલે છે ત્યારે જેઓ ગુનાહ કરી આ માર્ગને ત્યાગી દે તેઓ કવી રીતે આ દોલતના હકદાર થઈ શકે છે?

(૧૯) એક નુકસાન એ છે કે ગુનોહ કરવાથી જમીનમાં રીત રીતની ખરાબીઓ પેદા થાય છે, પાણી, હવા, અનાજ, ફળ, ખરાબ થઈ જાય અલ્લાહ તઆલાનો ઇરશાદ છે કે "લોકોના કર્તુતોના કારણે પૃથ્વી અને પાણીમાં બગાડ ફેલાઇ ગયો."

હઝરત ઈમામ અહમદ રદી.એ એક હદીસની વિગતમાં બયાન ફરમાવ્યું છે કે મેં બની ઉમૈયહના કોઇ ખઝાનામાં ઘઉંનો દાણો ખજૂરના ઠળીયા બરાબર જોયો જે એક થેલીમાં હતો જેના પર લખવામાં આવ્યું હતું કે "એ ન્યાયકાળમાં ઉત્પન્ન થતા હતા" અને કેટલાક રણવાસીઓનું બયાન છે કે પહેલાના જમાનાના ફળ આ વખતના ફળો કરતાં મોટા થતા હતા જ્યારે હઝરત ઈસા (અલૈ.)નો વખત આવશે તે વખતે અલ્લાહ પાકના હુકમોની ફરમાં બરદારી વધારે થશે અને ઝમીન ગુનાહોથી પાક થઇ જશે, તો તેથી બરકતો ફરીથી પાછી આવશે સહીહ હદીસ શ.માં અહીં સુધી આવ્યું છે કે એક અનાર એક મોટી જમાઅતના માટે બસ થશે. અને તે બધા તેના છોટલાના સાયામાં બેસી શકાશે, દ્રાક્ષનો લુમ એટલો મોટો થશે કે એક ઉંટનું વજન થશે, આથી જણાયું કે આ રોજ રોજની બે બરકતી અમારી ખતા અને ગુનાહનો નતીજો છે.

(૨૦) એક નુકસાન એ છે કે ગુનોહ કરવાથી શરમ અને ગયરત જતી રહે છે, અને જ્યારે શરમ ન રહે તો પછી કાંઈ કરે તે ઓછું છે એવો માણસ વિશ્વાસપાત્ર નથી.

(૨૧) એક નુકસાન એ છે કે ગુનોહ કરવાથી અલ્લાહ તઆલાની અઝમત (મોટાઈ) દિલમાંથી નીકળી જાય છે, જો અલ્લાહ તઆલાની અઝમત એના દિલમાં હોત તો ગુનાહ કરવાની કુદરત હોઈ શકતે? જ્યારે તેના દિલમાં અલ્લાહ તઆલાની અઝમત નથી રહેતી તો અલ્લાહ તઆલાની નઝરમાં તેની ઈઝઝત રહેતી નથી. પછી એ માણસ બીજાઓની નઝરોમાં ઝલીલ બેઇઝઝત થઈ જાય છે.

(૨૨) એક નુકસાન એ છે કે ગુનોહ કરવાથી નેઅમતો ખુચવી

લેવાય છે, અને બલાઓ મુસીબતોનો ઘણો વધારો થાય છે. હઝરત અલી રદી.નો ઈરશાદ છે કે ગુનાહ વગર કોઈ બલા દુઃખ ઉતરતું નથી, જ્યારે કોઈ આફત તવબહ વિના ટળતી નથી. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે જે "મુસીબતો તમારા પર આવે છે તે તમારી કરણીના કારણે આવે છે. અને અમુક બાબતો અલ્લાહ તઆલા માફ કરી દે છે. બીજી જગ્યાએ ઈરશાદ છે કે "અને આ કારણે કે અલ્લાહ તઆલા કોઈ કોમની અર્પણ કરેલી નિઅમત નથી બદલતાં જ્યાં સુધી તે કોમ પોતે પોતાની હાલત ન બદલી નાંખે." આથી જણાયું કે નેઅમતો ગુનાહથી ખુંચવી લેવાય છે.

(૨૩) એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી તારીફ (વખાણના) ખિતાબો ઝુંટવાઈ જાય છે અને બેઈઝઝતીના ઈલકાબ મળે છે, દાખલા તરીકે નેક કામો કરવાથી આ ઈલકાબ મળતા હતા. મોમિન, નેક, મોહસિન (નેકી અને એહસાન કરનાર) મુત્તકી (પરહેઝગાર) મુતીઅ (ફરમાંબરદાર) મુનીબ (હકતઆલા તરફ રજુ કરનાર) વલી, વરઅ, (પારસા) મુસ્લેહ (દુરસ્તી કરનાર) આબિદ, (બંદગી કરનાર) ખાએફ (ખુદાથી ડરનાર) અવ્વાબ, (ખુદા તરફ બહુ રૂજુ કરનાર) તૈયિબ (પાક) રદી. (પસંદ કરવા લાયક જેનાથી બીજા ખુશ થાય) તાએબ, (તોબા કરનાર) હામિદ (અલ્લાહના વખાણ કરનાર) રાકેઅ (રૂકુ કરનાર) સાજીદ (સિજદો કરનાર) મુસ્લિમ (પોતાને ખુદાને હવાલે કરનાર) કાનિત (સંતોષી) સાદિક (સાચો) સાબિર (સબરવાળો) ખાશેઅ (આજીઝી કરનાર) મુતસદ્દિક (સદકો ખેરાત કરનાર) સાએમ (રોઝહદાર) અફીફ (પાકદામન) ઝાકિર. (અલ્લાહની યાદ કરનાર) એ જ પ્રમાણે જ્યારે બુરાં કાર્યો કર્યા તો આ ઈલકાબો મળ્યા ફાજીર (હરામકાર) ફાસિદ (બદકાર) આસી (ગુનેહગાર) મુખાલિફ (ઉલટુ કરનાર) મુસીઅ (બદી કરનાર) મુફસિદ (ફસાદ મચાવનાર) ખબીસ, મસખુત, (ગુસ્સો કરવામાં આવેલો) ઝાનિ (વ્યભિચારી) સારિક (ચોર) કાતિલ (ખુની) કાઝિબ (જુઠો) ખાઈન (બેઈમાન) લુતી,

( લુત અલૈ.ની કોમ માફક બદફેઅલી કરનાર ગદ્દાર ( બેવફાઈ કરનાર ) કાતિએ રહમ, ( સગાં સાથે ખરાબ વર્તાવ કરનાર ) મુતકબ્બિર ( તકબ્બુર કરનાર ) ઝાલિમ, ( ઝુલ્મ કરનાર ) મલઉન ( ફિટકારાએલો ) જાહિલ ( બેઇલ્મ ) વિગેરે વિગેરે.

( ૨૪ ) એક નુકસાન એ છે કે ગુનોહ કરવાથી શેતાનો એના ઉપર કાબૂ મેળવનાર થાય છે કારણ કે ફરમાંબરદારી ખુદાતઆલાનો કિલ્લો છે જેના લઈ દુશ્મનોના ગલબાથી બચેલો રહે છે, જ્યારે કિલ્લામાંથી બહાર નીકળ્યો તો દુશ્મનોએ ઘેરી લીધો. પછી તે શેતાનો જેમ ચાહે તેમ તેની અંદર ફેરફાર કરે છે અને તેના દિલ, ઝબાન, હાથ, પગ, આંખ, કાન બદનના સો અવયવોને ગુનાહોમાં ફંસાવે છે.

( ૨૫ ) એક નુકસાન એ છે કે ગુનોહ કરવાથી દિલનો સંતોષ જતો રહે છે, દિલ પરેશાન રહે છે. દરેક વખતે બીક રહે છે, કે કોઈને ખબર ન થાય, ઇઝઝતમાં ફરક ન આવી જાય, કોઈ બદલો ન લેવા લાગે, હું તંગ જીંદગીનો અર્થ ઉપર મુજબ કરૂં છું.

( ૨૬ ) એક નુકસાન એ છે કે ગુનોહ કરતાં કરતાં તેજ દિલમાં વસી જાય છે ત્યાં સુધી કે મરતી વખતે મોઢેથી કલેમો પણ નીકળતો નથી. બલકે જીંદગીની હાલતમાં જે કામોનો ટેવાએલો હતો તે જ તે વખતે નીકળે છે. એક વેપારી પોતાના એક સગાનો કિસ્સો બયાન કરે છે કે મરતી વખતે તેને કલેમો પઢવાનું કહેતા હતા અને એ બકી રહ્યો હતો કે આ કપડું ઘણું સરસ છે. આ ગ્રાહક ઘણો જ સારો છે. છેવટે એ જ હાલતમાં મરી ગયો. કોઈ ભીખારીનો કિસ્સો છે કે મરતી વખતે કહેતો હતો કે "અલ્લાહ વાસ્તે એક પૈસો" અલ્લાહ વાસ્તે એક પૈસો એ પ્રમાણે કહેતાં કહેતાં મરી ગયો, એ જ પ્રમાણે એક માણસને સકરાત વખતે કલેમો પઢાવવામાં આવ્યો તો કહેવા લાગ્યો આહ આહ મારા મોઢેથી નીકળતો નથી, અને તે વખતની ઘણી હાલતો અમને જણાતી નથી ખુદાપાક જાણે શું શું ગુજરતી હશે. ( ખુદાપાકની પનાહ )

(    ) એક નુકસાન એ છે કે ગુનોહ કરવાથી ખુદાતઆલાની

રહમતથી નિરાશ થઇ જાય છે, એટલે તોબહ કરતો નથી તોબહ વગર મરે છે. કોઇ માણસને મરતી વખતે કહેવામાં આવ્યું કે કલેમો પઢ, તો તેણે ગાવાનું શરૂ કર્યું, તા, તન તન્ના અને કહેવા લાગ્યો કે જે કલેમો મારાથી પઢાવવા ચાહો છો તેનાથી મને શું ફાયદો પહોંચી શકે છે કોઇ ગુનોહ તો મેં છોડયો નથી, છેવટ કલેમહ નહીં પઢયો અને દુન્યાથી રૂખસત થયો. એક બીજા માણસને કલેમો પઢાવવા લાગ્યો તો બોલ્યો કલેમો પઢવાથી શું થશે મેં કદી નમાઝ તો પઢી નથી, તે પણ એ જ પ્રમાણે મરી ગયો. એક બીજા માણસને કલેમો પઢવા કહ્યું તો કહેવા લાગ્યો કે હું તો એનો ઇન્કાર કરનાર છું, અને દુન્યાથી ચાલતો થયો. એક માણસને મરતી વખતે કલેમો પઢવા કહ્યું તો કહેવા લાગ્યો કે કોઇ મારી ઝબાન પકડી લે છે. (હે અલ્લાહ તું હમારી હિફાઝત કરજે.)

આ થોડાં દુન્યવી નુકસાનો જે ગુનોહ કરવાથી થાય છે. એ ઉપરાંત ઘણાં નુકસાનો ઝાહેરી અને બાતિની છે, જે કુર્આન અને હદીસમાં મનન કરવાથી અને દિલમાં વિચારવાથી બહુ જલદી સમજવામાં આવી શકે છે, આખિરતના નુકસાનો તો અલગ રહ્યા. જે ટૂંકમાં નજીકમાં વર્ણવવામાં આવશે, કોઇ પણ બુધ્ધિમાન ઇન્સાન કદી પસંદ નથી કરતો કે જરા સરખી જુઠી સુખને માટે (એટલે ખોટી ઇચ્છાને માટે) આટલો મોટા મુસીબતો તકલીફોનો પહાડ પોતાના માથા પર લે. દરરોજના મામલામાં જે ચીઝમાં બુરાઇ અને નુકસાનો વધારે હોય છે માણસ તેની પાસે ફરકતો પણ નથી એજ મામલો ગુનાહની સાથે કરવો જરૂરી છે. ખુદાપાક સો મુસલમાનોને પોતાની નાફરમાનીથી બચાવે આમીન.



# પ્રકરણ બીજું

"એ ચીઝોના બયાનમાં કે ખુદાપાકની તાબેદારી, ઇબાદત, અને નેક અમલોથી દુન્યાનો શું શું લાભ છે."

(૧) એ બયાનમાં કે ખુદા તઆલાની તાબેદારીથી રોઝી વધે છે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે "જો તે લોકો તૌરેત, ઈન્જીલ, અને તે કિતાબ જો તેમના રબ તરફથી તેઓ પર ઉતારવામાં આવી (કુર્આન શ.) તેના પર અમલ કરતે (તૌરેત ઈંજીલ પર અમલ કરવો એજ છે કે હઝરત રસૂલે ખુદા સલ. પર તૌરેત અને ઈંજીલના કરાર મુજબ ઈમાન લાવતે અને આપની તાબેદારી કરતે) તો ખચીત પોતાના ઉપરથી અને પગ નીચેથી ખાતે." ઉપરથી ખાવાનો અર્થ એકે વરસાદ વરસતે અને નીચેથી ખાવાનો અર્થ એ કે અનાજ ઉગતે આ આયતથી સાફ જણાય છે કે ખુદાનો હુકમો પર અમલ કરવાથી રોઝી વધે છે.

(૨) તાબેદારી કરવાથી પ્રકાર પ્રકારની બરકતો થાય છે. ફરમાવ્યું અલ્લાહ તઆલા એ "જો તેઓ ઈમાન લાવતે, અને પરહેઝગારી ગ્રહણ કરતે તો અલબત ખોલી દેતે અમો તેઓ પર પ્રકાર પ્રકારની બરકતો આસમાન અને ઝમીનથી પરંતુ તેઓએ તો જુઠલાવ્યા તો અમોએ તેઓને તેઓના અમલોના સબબથી જો તેઓ કરતા હતા પકડી લીધા." આ આયત મજકુર મુદ્દા માટે સાફ સાબેતી છે.

(૩) ખુદાના હુકમની તાબેદારી કરવાથી દરેક પ્રકારની તકલીફો દુખો દુર થાય છે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે "જો માણસ અલ્લાહ તઆલાથી ડરે છે તો અલ્લાહ તઆલા તેના માટે નીકળવાનો રસ્તો કરી આપે છે (એટલે દરેક તકલીફ દુખ દુર થાય છે.) અને તેને એવી જગ્યાથી રોઝી આપે છે કે તેને ગુમાન પણ નહીં હોય, અને જો અલ્લાહ પર ભરોસો કરે છે તે તેને કાફી છે." આ આયાતથી જણાયું કે તકવો પરહેઝગારીથી ખુદાના ડરથી તકલીફોથી છુટકારો મળે છે.

(૪) ખુદાના હુકમો પર ચાલવાથી હેતુ પ્રાપ્ત થાય છે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે "જો માણસ અલ્લાહ તઆલાથી ડરે છે તેને માટે તેના કામમાં આસાની કરી આપે છે."

( ૫ ) ખુદાના હુકમોનું પાલન કરવાથી ઝિંદગી રસમય બને છે, જેમકે ખુદાપાકનો ઈર્શાદ છે કે "જે માણસ નેક અમલો કરે છે ભલે તે મર્દ હોય કે ઓરત પરંતુ ઈમાનદાર હોય તો અલબત અમો તેમનું જીવન સાફ સુથરૂ આપીશું." ખરેખર આવા લોકોનું જીવન બાદશાહોને પણ પ્રાપ્ત થતું નથી.

( ૬ ) ખુદાના હુકમોનું પાલન કરવાથી વરસાદ વરસે છે માલ વધે છે ઓલાદ થાય છે, બાગોમાં ફળો આવે છે, નહેરોમાં પાણી વધે છે, જેમકે અલ્લાહ પાકે ફરમાવ્યું છે કે "તમો તમારા રબ પાસે ગુનોહ બખ્શાવી લો ખચીત તે મહાન બખશનાર છે. તે તમારા પર મુશળાધાર વરસાદ વરસાવશે અને તમારા માલો, ઓલાદમાં વધારો કરશે, અને તમોને બાગબગીચા અને નહેરો અર્પણ કરશે."

( ૭ ) એ બયાનમાં કે ઈમાન લાવવાથી નીચે મુજબની ખેર બરકતો નસીબ થાય છે. ( ૧ ) દરેક પ્રકારની બલાઓનું ટળી જવું જેમકે અલ્લાહ પાકે ફરમાવ્યું છે કે "ખરેખર અલ્લાહ તઆલા બલાઓ ટાળી દે છે તે લોકોથી કે જેઓ ઈમાન લાવ્યા." ( ૨ ) અલ્લાહ તઆલા મદદગાર થાય છે, જેમકે અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે "અલ્લાહ તઆલા ઈમાનવાળાઓનો મદદગાર છે." ( ૩ ) ફરિસ્તાઓને દિલો મજબુત કરવા હુકમ થાય છે, જેમકે અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે તે વખતને યાદ કરો જ્યારે તમારા પરવરદિગાર ફરિસ્તાઓને હુકમ કરતા હતા કે ખચીત હું તમારા સાથે છું તમે ઈમાનવાળાઓને સાબિત કદમ રાખો." ( ૪ ) સાચી ઈઝઝત મળવી જેમકે ઇર્શાદ છે કે "ઇઝઝત અલ્લાહ તઆલા અને તેના રસુલ અને ઈમાનવાળાઓ માટે છે. ( ૫ ) મરતબા વધવા જેમકે અલ્લાહ પાકનો ઈર્શાદ છે કે "અલ્લાહ તઆલા જેઓ તમારામાંથી ઈમાન લાવ્યા તેઓના મરતબા વધારશે." ( ૬ ) દિલોમાં તેની મોહબ્બત પેદા થવી જેમકે ઇરશાદ છે કે "જે લોકો ઈમાન લાવ્યા અને નેક કાર્યો કર્યાં ખુદા તઆલા બહુ જલ્દી તેઓની મોહબ્બત પેદા કરી દેશે." એ

સંબંધી એક હદીસ છે કે અલ્લાહ તઆલા જ્યારે કોઈ બંદાથી મોહબ્બત કરે છે તો પહેલાં ફરિશ્તાઓને હુકમ થાય છે કે તમો ફલાણા સાથે મોહબ્બત કરો પછી દુન્યામાં જાહેરાત કરવામાં આવે છે કે તેના માટે કબુલીય્યત દુન્યામાં નિયુક્ત કરવામાં આવે છે. આ કબુલીયતની અસર એટલી બધી થાય છે કે પશુઓ ઝાડો પત્થર મતલબ કે દરેક ચીજ તેની તાબેદારી કરે છે.

"તું પણ અલ્લાહતઆલાની ફરમાબરદારી કર કે તારા હુકમથી કોઈ વસ્તુ નાફરમાની ન કરે." ( બોસતાંને સઅદી રહ૦ )

( ૭ ) કુર્આન મજીદનું તેના હકમાં શિફા થવું જેમકે ઈર્શાદ છે કે "કહી દો કે તે કુર્આન ઈમાનવાળાઓ માટે હિદાયત અને શિફા છે." એ જ પ્રમાણે ઈમાનથી દરેક પ્રકારની ભલાઈઓ અને નેઅમતો પ્રાપ્ત થાય છે. જે ઈમાનની ફઝીલતોની આયતો અને હદીસોથી જણાશે.

( ૮ ) ખુદાના હુકમોનું પાલન કરવાથી માલી નુકસાનની ખોટ પુરાઈ જાય છે. અને બેહતર બદલો મળે છે, જેમકે અલ્લાહતઆલાએ ફરમાવ્યું કે "હે નબી (સલ૦) તે કેદીઓને કહી દો જે આપના કબ્જામાં છે કે જો અલ્લાહતઆલા તમારા દિલોમાં ઈમાન પેદા કરશે તો જે માલ તમારા કનેથી લેવામાં આવ્યો છે તેનાથી સરસ તમોને આપવામાં આવશે અને તમારા ગુનાહ માફ કરી દેવામાં આવશે, અને અલ્લાહપાક બખશનાર અને મહેરબાન છે." મજકુર આયત બદરના કેદીઓ બાબત ઉતરી હતી, જેઓ પાસેથી ફિદયા રૂપે માલ લેવામાં આવ્યો હતો તેઓથી વાયદો કર્યો કે જો તમો સાચા દિલથી ઈમાન લાવશો તો તમને પહેલાં કરતાં ઉત્તમ અને વધારે મળી જશે અને એ જ પ્રમાણે થયું.

( ૯ ) ખુદાના હુકમોનું પાલન કરવાથી રોજ રોજ નેઅમતોમાં વૃદ્ધિ થાય છે, જેમકે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે "જો તમો શુક્ર કરશો તો અલબત તમને વધારે જરૂર જરૂર વધારે આપીશ."

(૧૦) અલ્લાહ તઆલાના હુકમ મુજબ માલ ખર્ચવાથી વધે

છે, જેમ કે અલ્લાહપાકે ફરમાવ્યું છે કે 'જે કોઈ ઝકાત આપે છે, અને માત્ર અલ્લાહ તઆલાની જ ખુશી ઈચ્છે છે. તો એવા લોકો બેવડો નફો કરે છે.' (એટલે દુન્યામાં માલ અને આખિરતમાં અજર સવાબ મળશે.)

(૧૧) ખુદાના હુકમોનું પાલન કરવાથી દિલમાં રાહત અને સંતોષ પેદા થાય છે, જેની મીઠાસ સામે સાત ખંડોની બાદશાહી કશી વીસાતમાં નથી. જેમકે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે 'ખબરદાર થઈ જાઓ કે અલ્લાહની યાદથી જ દિલને ચેન મળે છે.'

હઝરત હાફિઝ શિરાઝી રહ. ફરમાવે છે.

દિલના સંતોષ સાથે કોઈ ચાંદ જેવા મુખરાવાળા મહેબૂબ (એટલે હકતઆલા) તરફ એક ઘડી નજર કરવી બાદશાહી છત્રી નીચે બેસીને દરરોજ હાય હૂ કરવાથી બેહતર છે.

એક બીજા મહાન બુઝુર્ગે નીમરોજ મુલકના બાદશાહને તેના કા. ના જવાબમાં લખ્યું.

સંજર બાદશાહની કાળી છત્રી માફક મારા નસીબનું મોઢું કાળું થઈ જાય, જો મારા દિલમાં સંજરના મૂલકની ઈચ્છા હોય.

જ્યારથી મને નીમશબ (એટલે અર્ધી રાત્રે જ્યારે અલ્લાહ તઆલાની બરકતો ઉતરે છે.)ની મને ખબર મળી તે કારણથી હું નીમરોજના મુલકને એક જવના બદલામાં પણ ખરીદ નહીં કરૂં, એક બુઝુર્ગનું કથન છે કે અમે જેવી હાલતમાં છે તેવી હાલતમાં જન્નતી લોકો હોય તો તેઓ ઘણી જ મજેદાર આરામમાં છે, બીજા એક બુઝુર્ગનું કથન છે કે અફસોસ આ ગરીબ દુન્યાદાર લોકો દુન્યાથી ચાલ્યા ગયા ન તેઓએ એશ જોયો ન મજા. ત્રીજા એક બુઝુર્ગ ફરમાવે છે કે જો બાદશાહને હમારી લજ્જતની ખબર પડી જાય તો હથીયારો લઈ અમારા પર ચઢાઈ કરે. એ મજાનો ગલ્બો એટલો બધો થઈ જાય છે કે તેને જન્નત પર સરસાઈ આપે છે બલ્કે નજદીકીની

લજ્જતમાં રહેવા કરતાં દોઝખમાં જવા પર રાજી થઇ જાય છે. અને જો એ લઝઝત નથી તો જન્નતને હેચ સમજે છે, મૌલાના રૂમ રહ૦ મસનવી શ૦માં ફરમાવે છે કે 'જે જગ્યાએ પ્યારો માશુક હોય તે જગ્યા આસ્માનથી પણ ઉંચી છે, ઝમીનની ઉંડાઈ નથી, એટલે જે જગ્યાએ ચાંદ જેવા મુખરાવાળો યુસુફ હોય તે જગ્યા ભલે કુંવાની ઉંડાઈમાં હોય પરંતુ જન્નત છે, એટલે મહબૂબની હાજરીમાં દોઝખ પણ જન્નત છે અને મહબૂબ વગર જન્નત પણ દોઝખ છે.'

હવે વિચારવાની જગ્યા છે આ લઝઝત કયા પ્રકારની હશે.

(૧૨) અલ્લાહતઆલાની તાબેદારીની બરકતથી તે માણુસની ઓલાદને પણ લાભ થાય છે. જેમ કે અલ્લાહતઆલા ખિઝર (અલૈ૦)નું વર્ણન કરતાં ફરમાવે છે ખિઝર અલૈ૦એ હઝરત મૂસા અલૈ૦ને ફરમાવ્યું કે 'મેં જે દીવાલ મજુરી લીધા વગર દુરૂસ્ત કરી દીધી તે બે યતીમ બચ્ચાંની હતી જેઓ શહેરમાં રહે છે, અને તે દીવારના નીચે તેઓનો ખઝાનો દાટેલો છે, અને તેમના પિતા એક બુઝુર્ગ માણુસ હતા તો અલ્લાહતઆલાને એ મંજૂર થયું કે એઓ બન્ને પોતાની જવાની પર પહોંચી જાય અને તેમનો ખઝાનો કાઢી લે, આ તમારા પરવરદિગારની મહેરબાનીના કારણે છે.' એ આયતથી જણાયું કે તેમના પિતા નેક હોવાના લઇ તેમના માલના રક્ષણ માટે ખિઝર અલૈ૦ને હુકમ કરવામાં અવ્યો, સુબ્હાનલ્લાહ નેક કામો કરવાની અસરો નસલમાં પણ ચાલે છે. આજે લોકો પોતાની ઓલાદ માટે પ્રકાર પ્રકારની માલ મિલકત નાણું વગેરે છોડી જવાની ફિકર કરે છે, સૌથી વધુ કામની મિલકત એ છે કે પોતે નેક કામ કરે જેથી તેની બરકતથી ઓલાદ બધી બલાઓથી બચેલી રહે.

(૧૩) અલ્લાહ પાકની તાબેદારીથી ઝિંદગીમા ખુશી બશારતો મળે છે, જેમ કે અલ્લાહતઆલાનો ઈરશાદ છે કે 'ખબરદાર થઈ જાઓ અલ્લાહના દોસ્તો પર કોઈ પ્રકારનો ડર નથી અને ન તેઓ દીલગીર થશે, આ તે લોકો છે જેઓ ઈમાન લાવ્યા અને અલ્લાહ-

તઆલાથી ડરતા હતા, તેઓ માટે તેમના જીવનકાળમાં પણ ખુશખબરી છે, અને આખિરતમાં પણ" હદીસ શ૦માં બુશરા (ખુશખબરી)ની તફસીર આવી છે કે એથી મતલબ સારા સ્વપ્ના છે. જેનાથી દિલ ખુશ થાય છે, જેમ કે સ્વપ્નામાં જોવું કે હું જન્નતમાં ગયો અથવા અલ્લાહ પાકની ઝિયારત નસીબ થઈ વળી કોઈએ એવો ખ્વાબ જોયો કે દીલને ખુશી પ્રાપ્ત થઈ.

(૧૪) ખુદાપાકની તાબેદારીથી ફરિશતાઓ મરતી વખતે ખુશખબરી સંભળાવે છે જેમ કે ખુદાપાકનો ઈર્શાદ છે કે "જે લોકોએ કહ્યું કે અમારો રબ અલ્લાહતઆલા છે, પછી તેઓ અડગ રહયા તો એ લોકો પર ફરિશતાઓ ઉતરે છે. (એટલે મરતી વખતે) અને કહે છે કે તમો ન ડરો ન ગમ કરો અને જન્નતની ખુશખબરી સાંભળો જેનો તમોને વચન આપવામાં આવ્યું હતું. અમો તમારા મદદગાર છીએ દુન્યામાં અને આખિરતમાં અને તમારા માટે જન્નતમાં તે વસ્તુઓ છે જે માટે તમારૂં મન ઈચ્છશે. તમારા માટે આ સઘળું બખશનાર મહેરબાની કરનાર તરફથી મેહમાની માટે છે." જુઓ આ આયતમાં મહાન આલિમોની તફસીર મુજબ મરતી વખતે ફરિશતાઓ શું શું ખુશખબરીની વાતો સંભળાવે છે.

(૧૫) અલ્લાહ તઆલાના કેટલા હુકમોનું પાલન કરવાથી હાજત પુરી થવામાં મદદ મળે છે, જેમકે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે "મદદ ચાહો સબર અને નમાઝથી" હદીસ શ.માં આ મદદ માંગવાની ખાસ રીત આવી છે. તિર્મિઝીમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઓફા રદી.થી રિવાયત છે કે નબીયેકરીમ સલ.એ ફરમાવ્યું કે જે માણસને કોઇપણ પ્રકારની હાજત હોય, તે હાજત અલ્લાહ તઆલાથી હોય કે માણસથી હોય તો તેને જોઇએ કે સારી રીતે વુઝુ કરે પછી બે રકાત નમાઝ પઢે પછી અલ્લાહ તઆલાની હમ્દોસના કરે અને નબીયેકરીમ સલ. પર દરૂદ શ. પઢે, પછી આ દુઆ પઢે "લાઇલાહ ઇલ્લલ્લાહુલ હલીમુલકરીમ, સુબહાનલ્લાહે રબ્બિલ અરશિલ અઝીમ, વલ-

હમદોલિલ્લાહે રબ્બિલ આલમીન અસઅલોકા મુજિબાતે રહમતેકા વઅઝાએમ મગફિરતેકા, વલગનીમત મિન કુલ્લે બિરરિંવ, વસ્સલામત મિન કુલ્લે ઇસમિન, લાતદઅલી ઝમ્બન ઇલ્લા ગફરતહુ વલા હમ્મન ઇલ્લા ફરજતહુ વલા હાજતન હિય-લક-રિદ્દન-ઇલ્લા-કદયતહા-યા અરહમર રાહેમીન.”
અર્થાત્ અલ્લાહ વગર કોઈ ઈબાદતના લાયક નથી જે બુર્દબાર અને કરીમ છે. પાક છે અલ્લાહ જે બુલંદ અર્શનો રબ છે. બધા વખાણ અલ્લાહને જ લાયક છે જે બધી દુન્યાનો પાલનહાર છે, હું તારાથી તારી રહમતના અસબાબ માંગું છું, અને તારી મગફેરતના વસીલાઓ, દરેક નેકીની લુંટનો, અને દરેક ગુનાહથી બચવાનો, મારો કોઈ ગુનોહ ન છોડ પરંતુ એ કે તેને તું બખ્શી દે, અને ન કોઈ ફિકર કે તેને તુ દુર કરી દે, અને ન કોઇ હાજત જેનાથી તું રાજી હોય, પરંતુ તેને તું પુરી કરી દે, હે સૌથી વધુ રહમ કરનાર.

( ૧૬ ) અલ્લાહના કેટલાક હુકમોના પાલનથી એ અસર થાય છે કે કોઈ મામલામા ઢચુપચુ હોય કે કઇ રીતે કરવો. કરૂં કે ન કરૂં અને કરવું તો કેવી રીતે કરવું કે જેમાં બેહતરી હોય કે એની ગુંચવણ દૂર થાય, અને તે મત નક્કી થાય કે જેમાં લાભાલાભ હોય અને ગેરલાભની શકયતા ન હોય જેમકે ઈમામ બુખારી રહ. એ હઝરત જાબિર રદી.થી રિવાયત કરી છે કે રસુલુલ્લાહ સલ. એ ફરમાવ્યું કે જયારે તમને કોઇ પણ કામમાં ગુંચવણ ઉભી થાય કે કરવું કે ન કરવું, જેમકે કોઇ સફર બાબત કે કરવો કે ન કરવો અથવા બીજા કોઇ પણ કામમાં તો બે રકાત નમાઝ પઢી આ દુઆ પઢો. “અલ્લાહુમ્મ-ઇન્ની-અસતખીરોકા-બે ઇલમેકા-વ અસતકદિરોકા-બે કુદરતેકા-વ અસઅલોકા-મિન-ફદલિકલ અઝીમ-ફઈન્નકા તકદેરો-વલાઅકદેરો-વતઅલમો-વલાઅઅલમો-વઅન્તા - અલ્લામુલ-ગુયુબ - અલ્લાહુમ્મ-ઈન-કુન્તા-તઅલમો-અન્ના હાઝલ-અમલ-ખૈરૂલ્લી-ફી દીની-વ મઆશી વ આ કે બતે-અમરી-” એક રિવાયતમાં ફીદીની વ

મઆશી વ આ કે બતે અમરી”ને બદલે આ શબ્દો છે, ફી આજેલી-અમરી-વ આજિલેહી-ફકદીર હોલી-વ યસ્સીર હોલી-સુમ્મ બારીક-લી-લીફીહે-વઇન-કુન્તા-તઅલમો-અન્ના હાઝલ-અમર-શર્રુલ્લી-ફી દીની-વ મઆશી-વ આ કે બતે-અમરી-ફસરિફ્હો અન્ની-વસરિફની અન્હો-વ કદિર-લેયલ,-ખયર,-હયસો,-કાન,-સુમ્મ-અરદેની-બેહી,-અને પોતાના કામનું નામ લે, એટલે હાઝલ અમરની જગ્યાએ દાખલા તરીકે હાઝસ સફરો, અથવા હાઝન્નીકાહુ-જે મકસદ હોય તેનું નામ લીએ.

અર્થાત્ :–હે અલ્લાહ હું તારાથી ખેર માંગું છું તારા ઈલ્મના સબબે અને તાકાત ચાહું છું તારી કુદરતના સબબે અને તારાથી તારો મોટો ફઝલ માંગું છું કારણ તું કુદરત રાખે છે અને હું કુદરત રાખતો નથી, અને તું જાણે છે અને હું જાણતો નથી, અને તું દરેક ગૈબની વસ્તુઓથી ખૂબ વાકિફ છે. હે અલ્લાહ જો તારા ઈલ્મમાં આ કામ મારા માટે બેહતર હોય, મારા દીન અને દુન્યામાં અને અંજામની રૂએ, તો તેને મારા માટે તજવીઝ ફરમાવ, અને તેને મારા માટે આસાન કર. અને પછી તેમાં મારા માટે બરકત દે. અને જો તારી જાણમાં મારા માટે એ કામ બુરૂં હોય મારા દીન અને દુન્યામાં અને અંજામની રૂએ તો તેને મારાથી ફેરવી દે, અને મને તેનાથી ફેરવી દે, અને મારા માટે ખૂબ તજવીજ ફરમાવ જ્યાં પણ હોય પછી તે પર મારાથી રાજી થઇ જા.

(૧૭) કેટલાક નેક કામોમાં એ અસર છે કે તેનાથી બધી મુશકીલ બાબતોની ઝિમ્મેદારી અલ્લાહ પાક લઈ લે છે. રસૂલુલ્લાહ સલ.એ હિકાયત ફરમાવી કે અલ્લાહ પાકથી ફરમાવ્યું કે ઈન્સાન મારા માટે શરૂ દિવસમાં ચાર રકાત પઢી લે હું દિવસના ખતમ થતાં સુધીમાં તારાં બધાં કામો બનાવી આપીશ (તિર્મિઝી)

(૧૮) કેટલીક નેકીઓથી માલમાં બરકત થાય છે, જેમકે હદીસ શ.માં છે કે જે વેપારી સાચું બોલે અને ગ્રાહક સાચું બોલે અને

પોતાની માલની હાલત જાહેર કરી આપે તો બન્નેના માટે તેમના માલમાં બરકત થાય છે, અને જો છુપાવી રાખે અને જુઠું બોલે તો બન્નેના મામલામાંથી બરકત ઉઠી જાય છે. (બુખારી–મુસ્લિમ)

(૧૯) દીનદારીથી બાદશાહી બાકી રહે છે. જેમ કે હદીસ શ. છે કે આ ખિલાફત અને બાદશાહી હમેશ કુરેશમાં રહેશે. જે માણસ તેઓની વિરૂધ કરશે તો અલ્લાહ તઆલા તેને ઉંધા મોઢે ફેંકી દેશે. જ્યાં સુધી તેઓ દીનને કાયમ રાખશે. (બુખારી શ.)

(૨૦) કેટલીક માલી નેકીયોથી અલ્લાહ તઆલાનો ગુસ્સો ઠંડો પડે છે અને બુરી હાલત પર મોત નથી આવતી જેમકે હદીસ શ માં છે કે સદકો પરવર દિગારના ગુસ્સાને ઠંડો કરે છે, અને ખરાબ મૃત્યુને દૂર કરે છે. ( તિર્મિઝી )

(૨૧) દુઆથી મુસીબતો ટળી જાય છે, અને નેકી કરવાથી ઉમર વધે છે, જેમકે હદીસ શ.માં આપ સલ.એ ફરમાવ્યું કે તકદીરને દુઆ વગર કોઈ હટાવી શકતું નથી, અને નેકીથી જ ઉમર વધે છે. ( તિર્મિઝી )

(૨૨) સુરએ યાસીન પઢવાથી બધાં કામો બની જાય છે, જેમકે હદીસ શ.માં છે કે જે માણસ સુરએ યાસીન શરૂ દિવસમાં પઢે તો તેની બધી હાજતો પુરી કરવામાં આવશે ( દારમી )

(૨૩) સુરએ વાકેઅહ પઢવાથી ભુખમરો થતો નથી જેમકે હદીસ શ.માં છે કે જે માણસ દર રાત્રે સુરએ વાકેઅહ પઢશે તો તેને કદી ભુખમરો નડશે નહીં ( બૈહકી )

(૨૪) ઈમાનની બરકતથી થોડા ખાવામાં પણ બરકત થ ય છે, એક માણસ ઘણું જ ખાતો હતો પછી તે મુસલમાન થઈ ગયો તો થોડું ખાવા લાગ્યો, હુઝૂર સલ.ની ખિદમતમાં એનો ઝિકર થયો, તો આપે સલ. ફરમાવ્યું કે મોમિન એક આંતરડામાં ખાય છે અને કાફિર સાત આંતરડામાં.

(૨૫) કેટલીક દુઆઓની એ બરકત છે કે બીમારી લાગવાનો કે બીજી બલા પહોંચવાનો ભય રહેતો નથી જેમકે હદીસ શ.માં છે કે જે માણસ કોઈને ગમ અથવા બીમારીમાં સપડાએલા જુવે અને આ દુઆ પઢે અલ્હમ્દો લિલ્લાહિલ્લઝી આફાની મિમ્મબ તલાકા બેહી વ ફઝ્ઝલની અલા કસીરિમ મિમ્મન ખલક તફઝીલા તો તે બલા કદી તે માણસને નહીં પહોંચશે ભલે ગમે તે હોય.

(૨૬) કેટલીક દુઆઓમાં એ બરકત છે કે ચિંતા દૂર થાય છે, કર્ઝ અદા થઈ જાય છે, જેમકે હદીસ શ.માં છે કે એક માણસે અરજ કરી કે યા રસુલુલ્લાહ મને ઘણી ફિકરો ચિંતાઓ અને કર્ઝોએ ઘેર્યો છે તો આપ સલ.એ ફરમાવ્યું કે તને એવી દુઆ બતલાવું કે તેના પઢવાથી અલ્લાહ પાક તારી બધી ચિંતા અને કરજો દૂર કરી દેશે તે માણસે કહ્યું કે ઘણું સારૂં, તો આપે સલ. ફરમાવ્યું કે સવાર સાંજ આ દુઆ પઢયા કરો.

અલ્લાહુમ્મ-ઇન્ની-અઉઝો બેકા-મિનલ હમ્મે-વલ હુઝને-વ અઉઝોબેકા-મિનલ અજઝે-વલ કસ્લે-અઉઝોબેકા-મિન બુખલે-વલ જુબને-વ અઉઝોબેકા મિન-ગલબતી દયને-વ કહરિર્રે જાલે.' તેમનું બયાન છે કે મે એ દુઆ પઢી તો મારી બધી ચિંતા પણ જતી રહી અને કર્ઝ પણ અદા થઈ ગયું (અબૂ દાઉદ શ.)

(૨૭) કેટલીક દુઆ એવી છે કે જેને પઢવાથી જાદુ વિગેરેથી બચેલો રહે છે. જેમ કે હઝરત કઅબ બિન અહબાર રદી. ફરમાવે છે કે જો હું થોડાક કલેમાઓ ન પઢત તો યહૂદીઓ મને ગધેડો બનાવી આપત. કોઈએ પુછયું કે તે કલેમાઓ કયા છે તો તેમણે બતલાવ્યા.

'અઉઝો-બેવજહિલ્લાહિલ-અઝીમીલ્લઝી-લયસ-શયઉન-અઅઝમો મિનહો-વ બેકલેમાતિલ્લાહિત્તામ્માતિલ્લતી-લા યુજાવેઝોહુન્ન-બર્રવાલા-ફાજીરુન-વ બેઅસમાઇલ્લાહીલ-હુસના-

મા અલીમતો-મીનહા-વલા અઅલમો મિન-શર્રે માઅમલહ વઝરઅ-વબરઅ" (મોઅત્તા માલિક.)

એ જ રીતે ખુદાપાકના અહકામનું પાલન કરવામાં બીજા ઘણા જ ફાયદાઓ છે જે કુર્આન શ. અને હદીસ શ. અને દરરોજના મામલામાં વિચારવાથી જાણી શકાય છે. અને અમે તો નરી આંખે જોઈએ છીએ કે જેઓ અલ્લાહ અને રસુલુલ્લાહ સલ.ની તાબેદારી કરે છે તેઓનું જીવન એવા મીઠાસથી વીતે છે કે તેની જોડ અમીરોના જીવંતમાં નથી. તેમના થોડામાં બરકત હોય છે તેઓના દિલોમાં નુરાનીય્યત હોય છે, જે ખુશીની અસલ પુંજી છે. હે અલ્લાહ અમો સૌને પોતાની ફરમાં બરદારીની તોફીક દે અને પોતાની રઝામંદી અને નજીકી નસીબ ફરમાવો. આમીન.

## પ્રકરણ ત્રીજું

'એ બયાનમાં કે ગુનાહ અને આખિરતની સઝામાં કેટલો ગાઢો સંબંધ છે.'

જાણવું જોઈએ કે કુર્આન અને હદીસ અને કશફથી જણાયું છે કે આ જગત વિના બીજાં બે જગતો છે એકને બર્ઝખ જ્યારે બીજાને પછળી જગત કહેવામાં આવે છે. અમે જે આખિરતનો શબ્દ વાપરીએ તેથી બન્ને જગત મુરાદ લેવામાં આવે છે તો જે વખતે માણસ કોઈ અમલ કરે છે તો તરત બર્ઝખમાં દેખાઈને છુપાય જાય છે, અને આ જગત પર તેની કેટલીક અસરો પડે છે, આ જગતનું નામ કશ્ફ પણ છે એ પછી એ જ અમલોને તે વખતે પુરેપુરાં જાહેર થશે, જેને યવમે હશર નશર કહેવાય છે.

તેથી દરેક અમલના ત્રણ ક્રમો થયાં (૧) સુદુર (વર્તનનું પ્રગટવું), (૨) ઝુહૂરે મિસાલી (એટલે મિસાલમા ઝાહેર થવું),

(૩) ઝુહુરે હકીકી (એટલે હકીકતમાં જાહેર થવું.) આને તમો ફિલ્મ પેટીથી સમજી શકો છો જ્યારે માણસ વાત કરે છે તો તેના ત્રણ પ્રકાર થઈ જાય છે. (૧) એ કે મોઢેથી વાત નીકળવી. (૨) મોઢેથી ઉચ્ચારેલા શબ્દોનું રેકડ થઈ જવું. (૩) જ્યારે તેને ફરીવાર ચલાવવામાં આવે તો ત્યારે તેજ શબ્દો જેમ તેમ જાહેર થાય તો મોઢેથી વાત નીકળવી તે આ જગત છે અને તેમાં રેકડ થવું તે આલમે બર્ઝખ, અને પછી તેમાંથી તેજ આવાઝ નીકળવો એ આલમે ગેબ છે. જેવી રીતે કોઈ અકલમંદને શંકા નથી કે શબ્દો મોઢેથી નીકળતાં જ ફીલ્મ પેટીમાં રેકોર્ડ થઇ જાય છે, અને એમાં પણ શક નથી કે કાઢતી વખતે તેજ શબ્દો નીકળશે જે પહેલાં મોઢેથા નીકળ્યા હતા તે જ પ્રમાણે મોમિનને એમાં શંકા ન હોવી જોઈએ કે જ્યારે તેનાથી અમલ થાય છે તો તરત આલમે અમસાલમાં રેકડ થઇ જાય છે અને આખિરતમાં તે જાહેર થશે. આથી પુરવાર થયું કે આખિરતની કરીઓ

હમારી હાલત પર ઘડાએલી છે મજબુરીનું કોઇ કારણ નથી. માટે જેવી રીતે ફિલ્મપેટી પાસે એ વાતનો ખ્યાલ રહે છે કે મારા મોઢેથી શું નીકળી રહ્યું છે કોઇ એવી વાત ન નીકળી જાય કે જેના સમક્ષ ફોનોગ્રાફ વગાડવામાં આવશે. તેના સમક્ષ મારી ફજેતી થાય. એ પણ જાણે છે કે તે વખતે ઈનકાર કરવાની પણ તાકાત નથી કારણ કે ફોનોગાફની ખાસીય્યત છે કે જે પ્રમાણે બોલવામાં આવે તેજ ઉતરે છે એવું નથી કે બોલે કાંઈ અને ઉતરે કાંઇ. એ જ પ્રમાણે અમલો કરતી વખતે ખ્યાલ રહે કે હું જે કાંઇ કરી રહ્યો છું તે કોઈ જગ્યાએ જમાં થતું હશે. અને એ વધારા ઘટાડા વગર એક દિવસે જાહેર થશે, અને તે વેળા કાંઈ બહાનું ચાલશે નહીં, જો આ ખ્યાલ પેદા થાય તો ગુનોહ કરવાથી એવો જ ડર થાય જેમ કે ફોનોગ્રાફની સમક્ષ ગાળો ભાંડવી, જ્યારે કે યકીન હોય કે બાદશાહની રૂબરૂ ખોલવામાં આવશે અને હું પણ ત્યાં હાજર હોઈશ,

બીજા મોટા દાખલાથી આને સમજો જેમ કે ઝાડના પેદા

થવામાં ત્રણ પ્રકાર હોય : (૧) બીજ વાવવું, (૨) તેનું જમીનમાંથી નીકળવું, (૩) તેના ફળ આવવાં. એજ પ્રમાણે આ જગતમાં અમલ કરવો. બીજ વાવવા બરાબર છે. બર્ઝખમાં પરિણામો જાહેર થવા, ઝાડ નીકળવા જેવું છે. આ આખિરતમાં નતીજાઓનું જાહેર થવું, ફળ લાગવા જેવું છે, તો બર્ઝખ અને આખિરતના નતીજાઓ બીલકુલ આ ઈખ્તીયારી અમલો પર આધાર રાખનાર ઠર્યા. જેવી રીતે જવ વાવ્યા તો ઉમીદ કરી કે ઘઉં પેદા થશે. તેવી જ રીતે બુરાં કાર્યો કર્યાં. અને નેક બદલાની ઉમીદ કેમ રાખી શકાય, કહેવત છે કે 'વાવે તેવું લણે.'

આથી જણાયું કે દુન્યા આખિરતની ખેતી છે એક બુઝુર્ગનું કથન **'કે ઘઉંથી ઘઉં નીકળે છે, જવથી જવ અમલના બદલાથી વંચિત ન રહે.'** અને જેવી રીતે જવના બીજ અને જવના ઝાડમાં જાહેરમાં મલતાપણું નથી હોતું, પરંતુ હકીકતમાં બન્નેમાં મલતાપણું જરૂર હોય છે, જેને સમજનારા સમજે છે. તેજ રીતે અમલો અને તેના બદલામાં છુપી રીતે મલતાપણું છે જેને સમજવા દિલની આંખથી જોવાની જરૂરત છે. બાકી જેવી રીતે જવના ઝાડને ઓળખનારનું કથન ભરોસા પાત્ર સમજવામાં આવે છે અને તેઓની સાથે હુકમમાં ઝઘડો કરવામાં આવતો નથી. ભલે મલતાપણું સમજમાં આવે કે ન આવે. તેવી જ રીતે અમલોના નતીજાઓને ઓળખી બતાવનારાઓનો (એટલે અંબિયા અલૈ. અને અવલિયા) ઈરશાદ -કબૂલ કરવો વાજીબ છે. ભલે બંનેમાં મલતાપણું સમજવામાં આવે કે ન આવે.

હવે અમો કેટલાક અમલોના પરિણામો જે મરણ પછી મળશે. ચાહે બર્ઝખમાં અથવા આખિરતમાં તેનું વર્ણન કરીએ છીએ. જેથી માલુમ થાય કે મરણ પછીનું કારખાનું શરૂઆતનું કારખાનું નથી, પરંતુ એજ કારખાના પર ઘડાએલું છે. અને સબબથી પેદા થએલું છે, તે પછી જેઓ હકીકતને ઓળખે છે તેઓના કથનોના

કેટલા અમલો અને તેઓના પરિણામના મલતાપણાને મિસાલ રૂપે વર્ણન કરીશું, જેથી જણાય જાય કે આખિરતમાં જે કાંઇ છે તે અહીંના અમલોનું પરિણામ છે. વળી એથી આ આયતોની તફસીર પણ સમજી શકાય છે. જેમકે કુર્આન શ.માં છે કે "તે કોઇ વાત મોઢેથી બોલવા પામતો નથી, પરંતુ તેની પાસે એક તાકમાં લાગેલો લખી લેવા માટે તૈયાર હોય છે. (સૂ. કાફ પારા ૨૬) બીજી જગ્યાએ છે "જે માણસ જરા બરાબર નેકી કરશે તેને ત્યાં (આખિરતમાં) જોઇ લેશે, અને જે કોઇ જરા સરખી બદી કરશે તેને પણ તે જોઇ લેશે. (પારા ૩૦) બીજી જગ્યાએ છે કે "જો રાઇના દાણા બરાબર કોઇનું કામ હશે તો અમે તેને જાહેર કરીશું. અને અમો હિસાબ લેનારા બસ છીએ." (પારા ૧૭) બીજી જગ્યાએ છે કે "કહેતા હશે કે હાય અમારી કમબખ્તી આ અમલનામહની અજીબ હાલત છે કે એણે ન કોઇ નાની વાત છોડી ન મોટી પરંતુ બધું જ લખી રાખ્યું છે. અને આપનો રબ કોઇના ઉપર ઝુલ્મ કરશે નહીં."

બીજી જગ્યાએ છે કે "અને તે દિવસને યાદ કરો જેમાં દરેક માણસ પોતે જે કાંઇ નેકી કરી છે તેને પોતાની રૂબરૂ જોઇ લેશે તેમજ જે કાંઇ બુરાઇ કરી છે તે પણ જોઇ લેશે અને એ ઇચ્છશે કે કેવું સારૂં થાત કે મારી અને મારી બુરાઇ વચ્ચે ઘણું અંતર હોત."

બીજી જગ્યાએ છે કે "અલ્લાહ તઆલા ઇમાનવાળાઓને આ પાકી વાત પર દુન્યા અને આખિરતમાં મજબૂત રાખે છે." વિગેર વિગેર આયતો આવી છે.

(૧) કેટલાક અમલોના બર્ઝખના પારણામોના બયાનમાં જેનાથી આ અમલોની મિસાલી સુરત જાહેર થશે.

હુઝૂર સલ. ઘણી વખત સહાબા રદી.થી પુછ્યા કરતા હતા કે તમોએ રાત્રે કોઇ સ્વપ્નું તો નથી જોયું. જે સહાબી રદી. સ્વપ્નું કહેતા તો આપ સલ. તેની તાબીર કહેતા. એવી જ રીતે દસ્તૂર મુજબ

એક દિવસે સવારની વખતે ઈરશાદ ફરમાવ્યો કે આજે રાત્રે અમે એક સ્વપ્નું જોયું કે બે માણસ મારી પાસે આવ્યા અને મને ઉઠાવીને કહ્યું ચાલો. હું તેઓ સાથે ચાલ્યો. એક માણસ પાસેથી પસાર થયા જે સુતેલો હતો અને બીજો માણસ તેના પાસે પત્થર લઈને ઉભો છે અને તેના માથા પર જોરથી મારે છે જેથી તેનું માથું કચડાઈ જાય છે, અને પત્થર આગળ ગબડી જાય છે તે જઈને પત્થર પાછો લાવે છે, અને પાછો ફરવા પહેલાં તેનું માથું સારૂં થઈ જાય છે, જેમ કે પહેલાં હતું તે આવી પાછું તેવી જ રીતે કરે છે. મેં તે બન્ને માણસોને આશ્ચર્યથી પુછ્યું કે સુબહાનલ્લાહ એ બન્ને કોણ છે, તેઓએ કહ્યું ચાલો ચાલો, અમો આગળ ચાલ્યા તો એક માણસ પાસેથી પસાર થયા જે ચત્તોપાટ સુતેલો હતો, જ્યારે બીજો માણસ લોઢાનો ગુરઝ લઈ ઉભો છે જે પેલા સુતેલા માણસના મોઢાની એક બાજુએ આવી તેના ગાલ, નાક, આંખ, કાન, ગરદન, સુધી ચીરતો ચાલ્યો જાય છે. પછી બીજી તરફ આવી એ જ પ્રમાણે કરે છે. હજુ તે તરફથી ફારિગ થતો નથી એટલામાં તે બાજું સારૂં થઈ જાય છે પછી બીજી તરફ જઈ એ પ્રમાણે કરે છે મેં કહ્યું સુબહાનલ્લાહ એ બન્ને કોણ છે કહેવા લાગ્યા કે ચાલો, અમે આગળ એક ભઠ્ઠી પર પહોંચ્યા જેમાં ઘણો જ શોર-બકોર થઈ રહ્યો હતો, અને તેમાં ઝાંકીને જોયું તો ઘણા મરદો, સ્ત્રીઓ નાગાં છે. વળી તેઓની તળેથી એક ભડકો ઉઠતો જ્યારે તે તેઓની પાસે પહોંચે છે તો ભડકાના બળના કારણે તેઓ પણ ઉચકાઈ જાય છે. મેં પૂછ્યું એઓ કોણ છે તેઓ બન્ને બોલ્યા ચાલો ચાલો, હમો આગળ ચાલી એક નહેર પર પહોંચ્યા જે લોહી જેવી લાલ હતી અને તેમાં એક માણસ તરી રહ્યો હતો અને નહેરના કિનારે એક માણસ છે જેણે ઘણા પત્થરો એકઠા કર્યા છે. તે માણસ તરતો તરતો જાય છે તો આ માણસ પત્થર ખેંચીને મારે છે જેની તકલીફથી પાછો તે પોતાની જગ્યાએ પહોંચી જાય છે, પાછો તે તરીને નીકળવા ચાહે છે તો એ માણસ તે જ પ્રમાણે પત્થર મારી તેને હટાવે છે, મેં

પૂછ્યું આ બન્ને કોણ છે કહેવા લાગ્યા ચાલો ચાલો. હમો આગળ ચાલ્યા. એક ઘણો જ કદરૂપો માણસ કે એના જેવો કદરૂપો જીંદગીમાં ન જોયો હશે, તેની સામે આગ છે જે તેને બાળી રહી છે અને તેની આજુબાજુ ફરી રહી છે. મેં પૂછ્યું એ કોણ માણસ છે, કહેવા લાગ્યા ચાલો ચાલો અમો આગળ ચાલ્યા અને એક લીલા બગીચામાં પહોંચ્યા જેમાં દરેક પ્રકારના વસંતની મોસમના ફુલો હતાં તે બાગના વચમાં એક માણસ ઘણો જ લાંબો જેનું માથું ઊંચાઈના લઈ દેખાતું નહતું તે બેસ્યો હતો તેના આજુબાજુ ઘણા બચ્ચાં જમા છે મેં પૂછ્યું આ બાગ શું છે અને આ કોણ લોકો છે કહેવા લાગ્યા ચાલો ચાલો, અમો આગળ ચાલ્યા એક મનહર ઝાડ પર પહોંચ્યા જે ઝાડથી મોટું અને સરસ ઝાડ કદી જોયું નહતું, તે બન્ને માણસોએ કહ્યું એના ઉપર ચઢો તો અમે તેના ઉપર ચઢયા તો એક શહેર મલ્યું. જેની ભીતમાં એક ઇંટ સોનાની અને એક ઇંટ ચાંદીની છે.

શહેરના દરવાજા પર પહોંચ્યા અને તેને ખોલાવ્યો તે ખોલવામાં આવ્યો, અમો અંદર ગયા, અમને થોડાક માણસો મલ્યા જેઓનું અર્ધું બદન એક બાજુનું તો ઘણું જ ખુબસૂરત અને અર્ધું બદન ઘણું જ બદસૂરત. તે બન્ને માણસોએ તે લોકોને કહ્યું કે જાઓ નહેરમાં કૂદી પડો, અને ત્યાં એક પહોળી નહેર વહે છે જેનું પાણી દુધ જેવું સફેદ છે તેઓ તેમાં જઈ કુદી પડયા. પછી અમારી પાસે આવ્યા તો તેમની બદસૂરતી ચાલી ગઈ હતી. પછી તે બન્નેએ મને કહ્યું કે આ "જન્નતેઅદન" છે અને જુઓ તમારૂં ઘર તે રહ્યું મારી નજર તે ઘર તરફ ઉંચી થઈ તો એક મહેલ છે, જેમકે સફેદ વાદળ કહેવા લાગ્યા કે તમારૂં ઘર આજ છે. મેં તેમને કહ્યું કે અલ્લાહ તઆલા તમારૂં ભલું કરે મને છોડી દો હું તેની અંદર જતો રહું તો કહેવા લાગ્યા કે હમણાં નહીં, પાછળથી જશો, પછી મેં તેઓને કહ્યું કે આખી રાત અજીબ તમાશા જોયા, આખર એ શું છે. તેઓએ કહ્યું કે હમણાં બતલાવીએ છીએ તે જે માણસ

જેનું માથું પત્થરથી કચડાતું જોયું તે એવો માણસ છે જે કુર્આન મજીદ શીખી તેને છોડી નમાઝથી બેપરવાહ થઈ ને સુઈ રહેતો હતો અને જે માણસના ગાલ નાક કાન વિગેરે ચીરાતાં જોયા તે માણસ છે જે સવારે ઘરથી નીકળતો અને જુઠી વાતો કર્યા કરતો જે દુર દુર પહોંચી જતી, અને જે નગ્ન સ્ત્રી પુરૂષોને જોયાં એ ઝિના કરનારાં સ્ત્રી પુરૂષો છે, અને જે માણુસ નહેરમાં તરતો હતો અને તેના મોઢા પર પત્થર મારવામાં આવતા તે વ્યાજખોર છે, અને તે કદરૂપો જેને આગના ચોફેર ફરતો જોયો તે દોઝખનો દારોગા (વોચમેન) માલિક છે. અને લાંબા કદના માણુસ બગીચામાં જોયા તે પણ હઝરત ઈબ્રાહીમ અલૈ. છે, અને તેમના આજુબાજુ જે બચ્ચાં ; ને તે બચ્ચાં છે જેમની મૌત ફિતરત પર (ઈસ્લામના તરીકા) થઈ. કોઈ સહાબીએ પુછ્યું, હે અલ્લાહના રસૂલ સલ. મુશરિકોના બચ્ચાં પણ હોય છે, તો આપે સલ. ફરમાવ્યું હાં મુશરિકોના બચ્ચાં પણ હોય છે અને જેઓને અર્ધું બદન ખુબસૂરત. અર્ધું બદસૂરત. તે તે લોકો છે જેઓએ અર્ધા અમલો સારા અને અર્ધા નઠારા કર્યા હતા અને થોડા નઠારા ગુનાહોને અલ્લાહ પાકે માફ કરી દીધા, આ હદીસથી અમલોના પરિણામો જાહેર થયા અને મુનાસિબતો (મળતાપણું) જો કે છુપી છે પરંતુ જરા સોચવા વિચારવાથી સમજી શકાય છે. દાખલા તરીકે જુઠું બોલવા અને ગાલ, નાક, કાન ચીરવામાં મુનાસિબત જાહેર છે અને ઝિના કરવાથી જે શહવતની આગ આખા બદનમાં ફેલાઈ છે તેમાં અને આગના અઝાબના ચોફેર ફેલાઈ જવું એમાં પણ મુનાસિબત (મળતાપણું) છે, અને ઝિનાની વખતે નગ્ન થઈ જવા અને જહન્નમમાં નગ્ન થઈ જવામાં મુનાસિબત જાહેર છે.

આજ પ્રમાણે બધા અમલોના પરિણામોને વિચારી લેવું જોઈએ

(૨) જે માલની ઝકાત ન આપવામાં આવે તે સાંપનું બનાવીને તેના ગળામાં નાખવામાં આવશે, હદીસ દા. માં ૯૫ જે માણુસ ઝકાત પોતાના માલની ન આપશે તો તેનાં ગળામાં

કયામતના દિવસે તે માલને સાપ બનાવી હાર પહેરાવવામાં આવશે. તે સાપ કહેશે કે હું તારો માલ છું હું તારો ખજાનો છું. પછી આપ સલ.એ એની ટેકામાં કુર્આન મજીદની આ આયત પઢી 'અને જે લોકો ખુદાપાકે કૃપાથી આપેલી વસ્તુમાં કંજુસાઇ કરે છે તેઓ એમ ન ધારે કે કંજુસાઈ તેમના માટે સારી છે, બલ્કે આ તેમના માટે ઘણું જ ખરાબ છે, કારણ કે જે માલમાં તેમણે કંજુસાઈ કરી હતી તેને કયામતના દિવસે તેમના ગળામાં સાપનો હાર પહેરાવવામાં આવશે.' (તિર્મિઝી શ.)

(૩) વચન ભંગ માટે કયામતના દિવસે ઝંડાના સ્વરૂપમાં ફજેતીનું કારણ બનશે હદીસ શ.માં છે કે જે કોઈ માણસને રક્ષણ (પનાહ) આપે પછી તેને કતલ કરે તો તેને કયામતના દિવસે વચનભંગનો ઝંડો આપવામાં આવશે, અને એ ઝંડો તેની પીઠ પર ગાળી પોકારવામાં આવશે કે આ ફલાણા માણસનો વંચનભંગ છે.

(૪) ચોરી અને બેઈમાની જે વસ્તુમાં કરવામાં આવી હશે તે જ તેના શિક્ષાનું હથીયાર થશે. જેમ કે હદીસ શ.માં છે કે નબીયેકરીમ સલ. માટે એક માણસે ગુલામ મોકલ્યો તેનું નામ મુદઅમ હતું તે મુદઅમ હુઝૂર સલ.નો સામાન ઉતારી રહ્યો હતો ત્યારે એકાએક તેને એક તીર આવીને લાગ્યો જેનો મારનાર ન જણાયો. સહાબા રદી.એ ફરમાવ્યું અને જન્નત મુબારક થાય, આપ સલ.એ ફરમાવ્યું એવું કદી ન બોલો કસમ છે તે ઝાતની જેના હાથમાં મારી જાન છે કે તે કમળ જે તેણે ખૈબરના દિવસે લઇ લીધી હતી અને વહેંચાઇ ન હતી તે આગ બનીને તેના ઉપર ભડકી રહી છે, જયારે સહાબા રદી. એ આ બયાન સાંભળ્યું તો એક માણસ જોડાનો એક યા બે પેટી પાછો દેવા લાવ્યો, આપે સલ. ફરમાવ્યું કે આ એક યા બે પેટી તો આગની છે.

(૫) ગીબત કરવાનું સ્વરૂપ મરેલા ભાઈના ગોશત સમાન છે જેમકે આપ સલ.એ ફરમાવ્યું કે તમારામાથી કોઇ કોઈની ગીબત ન

કરે, શું તમારામાથી કોઈને પસંદ છે કે પોતાના મરેલા ભાઈનું માંસ ખાય જરૂર એને તમે ના પસંદ કરશો, એજ માટે ગીબત ખ્વાબમાં એજ સૂરત નઝર આવે છે.

(૬) તહકીક કરનારાઓએ ફરમાવ્યું છે કે ઈન્સાનની દરેક બુરી ટેવની જાનવરની ટેવ સાથે ખાસ ખુસુસીય્યત છે. જે માણસમાં જે ટેવ વધુ હોય છે તો તે માણુસની મલતાપણું તે જાનવર જેવું થઇ જાય છે. આગલી ઉમ્મતમાં તે સુરત એજ અમલમાં જાહેર થઈ જતી હતી આ ઉમ્મતે મુહમ્મદી ને અલ્લાહપાકે આ દુન્યામાં રૂસવા થવાથી રક્ષિત રાખી છે. પરંતુ આખરતમા તેવી શિકલ બની જાય છે અને કયામતના દિવસે જાહેર થશે. અહલે કશફ (જેઓને કશફ થાય છે) ને અહીં જ જાહેર થઇ જાય છે. હઝરત સુફયાન બિન ઉયેના રહી.એ આ આયતની એજ તફસીર ફરમાવી છે 'અને પૃથ્વી પર ચાલનાર કોઈ પ્રાણી અને પોતાની બન્ને પાંખે ઉડતું કોઈ પક્ષી એવું નથી કે જે દરેક હાલતમાં તમારી માફક એક સમુહ ન હોય'ની તફસીર કરતાં ફરમાવે છે કે કેટલાક લોકોની ટેવો ફાડી ખાનાર પ્રાણી જેવી હોય છે કેટલાક કુતરા, ડુક્કરો, ગધેડાઓના જેવા ટેવવાલા હોય છે કેટલાક બની થની મોર જેવા બને છે, કેટલાક ગધેડા જેવા કમઅકલ હોય છે કેટલાક મરઘી જેવા પોતાનું જ પેટ ભરનાર હોય છે કેટલાક ઉંટ જેમ કીના કપટવાળા હોય છે કેટલાક માખી જેવા હોય છે કેટલાક શિયાળ જેવા હોય છે હઝરત ઈમામ સઅલબી રહ.એ 'ફતઅનૂન અફ્વાજા' અર્થ 'પછી તમો લોકો જમાઅત જમાઅત થઈને આવશો.')ની તફસીરમાં કહ્યું છે કે કયામતમાં લોકો જુદી જુદી શિકલોમાં ઉઠાવવામાં આવશે જે જાનવરની ટેવ તબીયતમાં વધુ પ્રમાણમાં હશે તેની જ શિકલમાં બની જશે.

(૭) કેટલાક અમલોની મિસાલીરૂપ મોલાના રૂમી રહ.એ મસનવીમાં વર્ણન ફરમાવી છે કે 'જ્યારે કોઈ ઈનસાન ખુદાપાક માટે

રૂકુ અથવા સિજદો વાવે છે (કરે છે) તો એજ રૂકુ અને સિજદો આખિરતમાં ઝાડ અને બગીચો બની જાય છે."

"જ્યારે પક્ષીના માફક તારા મોઢેથી અલ્લાહની હમદો સના નીકળે છે તો દાણો ઉગાડનાર પરવરદિગાર તેને જન્નતનું પક્ષી બનાવે છે." "તારી રૂહનો પક્ષી જો હમદો સના ન કરશે તો ઘુવડ જેમ હવાનું પક્ષી છે." "જ્યારે તારા હાથથી દુન્યામાં ઝકાત અથવા બીજો કોઈ નેક અમલ થાય છે તો ત્યાં ખજુર અને બીજી પ્રકારના ઝાડ થઈ જાય છે."

"અહીં તારી નેકીયોનું પાણી જન્નતી નહેરો બની જાય છે (ખુદા અને મખ્લૂકથી) તારી મોહબ્બત જન્નતના દૂધની નેહરો છે ખુદાપાકની બંદગીની મજા મધની નહેર બની ગઈ અને તારા શોક અને મસ્તીને ત્યાં શરાબની નેહર સમજ." આ અસબાબ (અને નેકીઓ)માં જો તે આખિરતની અસર ન રહી તો શું ખબર કે તેણે કેવી રીતે અદા કર્યો હશે.

"આ દુન્યવી અસબાબ જ્યારે કે તારા હુકમના તાબે હતા તો અલ્લાહે પણ તમને હુકમ કર્યો કે જે તરફ ઈચ્છો તે તરફ અસબાબને ચલાવો અને તે સિફત જેવી છે તેવી અદા કરો."

"જેવી રીતે કે તારી મની તારા ફરમાનના તાબે છે એજ કારણે તારી નસલ ઓલાદ તારા હુકમોને ફુરતીથી બજાવી લાવે છે." "તારો દીકરો તારા ફરમાનની બજાવણી માટે એટલા માટે દોડાદોડ કરે છે કે તે બતલાવે છે કે હું તારો અંગભાગ અને તારા અમલથી પેદા થએલો છું."

"તે જ રીતે આ દુન્યા તારી ફરમાંબરદાર છે અને એવી જ રીતે ત્યાંની નહેરો તારા હુકમથી વહી રહી છે."

"તારૂં ફરમાન તેજ ઝાડ ઉઠાવશે જેઓ તારી નેકીની સિફતથી ફલયાં ફુલ્યા છે."

જ્યારે કે અહીંની (નેક અને બદ) સિફતો તારા હુકમ અને ઈખતીયારથી છે તો ત્યાંની જે જઝાઓ પણ (જાણે) તારા હુકમ અને ઈખ્તીયારથી છે."

"જ્યારે તારા હાથથી કોઈ મઝલુમને તકલીફ પહોંચી તો તે (બુરા અમલનું) તે કડવું ઝાડ ઝકૂમ (ફાફડા)નું તૈયાર થઈ ગયું."

"જ્યારે તેં ગુસ્સાથી લોકોના દિલોમાં આગ લગાડી તો જહન્નમના આગના લાયક થયો."

"જ્યારે તારી આગ અહીં ઈનસાનોને બાળે છે જો કે અસલી આગમાં આ ખુંપી છે કે) તેનાથી ઈનસાનની રોઝી ખાણું તૈયાર થાય છે."

"તારી આગ ઈનસાનોને ઈઝા પહોંચાડવાનો ઈરાદો કરે છે જો કે અસલી આગ ઈનસાનોને રિઝક પહોંચાડવામાં મદદ કરે છે."

"સાંપ અને વીંછી માફક તારી કડવી અને ઝેરી વાતો હવે સાંપ અને વિંછી બનીને તારો પીછો કરશે." (મસનવી શરીફ)

સદરહુ આયતો હદીસો અને મજકૂર કલામોની ખૂબીથી સાબિત થયું કે માણુસ જે કાંઈ અમલ કરે છે તેનો વજુદ (અસીતત્વ) બાકી રહે છે અને તે એક દિવસે ખુલનાર છે જેમકે કુર્આન શ.માં છે "જે માણુસ જરા બરાબર નેકી કરશે તે તેને જોઈ લેશે અને જે માણુસ જરા બરાબર બદી કરશે તે તેને જોઈ લેશે" જેથી જણાયું કે જન્નત દોઝખ ઈનસાન પોતાના હાથથી કમાઈ છે અને તહકીક તકદીરના મસઅલાના વિરૂધ નથી કારણ કે તકદીરના પ્રશ્નમાં આ બાબત દેખાડવામાં આવી નથી કે કોઈ વસ્તુ વિના કારણ બની જાય બલકે તકદીરમાં જે કાંઈ હોય છે તેના કારણો પહેલાં એકઠાં થાય છે પછી તે કામ થાય છે જન્નતમાં અને દોઝખમાં દાખલ થવાના મજબૂત અસબાબમાંથી એક સબબ સારાં નઠારા અમલો છે એજ કારણ સહાબા રદી.એ જ્યારે અમલનો ફાયદો રસૂલુલ્લાહ સલ.થી

પુછયો તો ઈરશાદ ફરમાવ્યો કે અમલ કરતા રહો કારણ કે દરેક માણસ માટે તે કામ આસાન થઈ જાય છે જેના માટે તે પેદા થયો છે જેમકે અલ્લાહ પાકે ફરમાવ્યું છે કે "જેણે ખુદાના માર્ગમાં દાન કર્યું તેમ ખુદા પાકથી ડરતો રહ્યો અને ભલી વાતોને સત્ય માની તો અમે તેના માટે રાહતની ચીજનો સામાન કરી આપીશું, અને જેણે કંજુસાઈ કરી અને બેપરવાઈ ઇખ્તીયાર કરી, અને સારી વાતને જુઠલાવી તો અમે તેને તકલીફની ચીજ માટે સામાન આપી દઈશું."

સારાંશ કે જે કાંઈ તમો અહીં કરશો તે ઉપરથી બરઝખ અને આખિરતમાં પરદો ઉઠી જશે, ફરમાવ્યું અલ્લાહ તઆલાએ કે "હમો હવે તારા ઉપરથી તારી ગફલતનો પરદો હઠાવી લીધો જેથી આજે તારી નજર ઘણી જ તેજ છે."

હે અલ્લાહ અમો લોકોને સહીહ સમજ આપો અને આટલી યાદ નસીબ કરી દે કે ગુનેહ કરતી વખતે તેનો બદલો નજરની સામે થઈ જયા કરે, પછી તેનાથી બચવાની પણ તોફીક આપ. આમીન.



## પ્રકરણ ચોથું

### "એ બયાનમાં કે ખુદાના હુકમોની તાબેદારીને આખિરતની જઝા (બદલા)માં કેવો દખલ અને તાસીર છે."

એનું ટુંક વર્ણન તો ત્રીજા પ્રકરણના શરૂના લખાણથી જણાઈ ગયું છે; અત્રે માત્ર બે ચાર અમલોની મિસાલી સૂરત દલીલો સહીત પેશ કરવામાં આવે છે.

(૧) "સુબહાનલ્લાહે વલ હમદોલિલ્લાહે વલાઈલાહા ઈલ્લલ્લાહો વલ્લાહો અકબર"નું મિસાલી સ્વરૂપ જોવનું છે હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ રદી.થી રિવાયત છે કે આપ સલ.એ ઈરશાદ ફરમાવ્યો કે મેઅરાજની રાત્રે હઝરત ઇબ્રાહીમ અલૈની મુલાકાત થઈ તો તેમણે ફરમાવ્યું કે હે, મોહંમ્મદ સલ. તમારી ઉમ્મતને મારા

તરફથી સલામ કહો, અને ખબર આપો કે જન્નત સાફ સુથરી માટીવાળી, અને મીઠા પાણીવાળી છે અને અસલમાં તે સાફ મેદાન છે અને તેના ઝાડો "સુબહાનલ્લાહે, વલહમદો લિલ્લાહે, વલાઈલાહા ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર" છે.

(૨) સૂરએ બકરહ અને સૂરએ આલે ઈમ્રાનની મિસાલી સૂરત વાદળના ટુકડા અને પક્ષીઓ જેવી છે. હદીસ શ.માં છે કે કુર્આન મજીદને કયામતના દિવસે લાવવામાં આવશે, અને કુર્આનવાળાઓને જેઓ તેના પર અમલ કરતા હતા. સુરએ બકરહ અને સુરએ આલે ઇમ્રાન તેઓના આગળ આગળ હશે, જેમકે બે વાદળો હોય અથવા કાળી છત તેઓની વચ્ચે એક ચમક હશે. (મુહક્કકીકોના કથન અનુસાર એ ચમક બિસ્મિલ્લાહની છે) અથવા જેમકે હાર બાંધનાર પક્ષીઓની બે ટુકડી હોય, બન્ને સુરતો પોતપોતાના પઢનારાઓ તરફથી દલીલ કરશે.

(૩) સુરએ ઈખલાસ (કુલહોવલ્લાહ)ની મિસાલી સુરત મહેલ જેવી છે હદીસ શ.માં છે કે જે માણસ સુરએ ઈખલાસ દસ વખત પઢે તેને માટે જન્નતમાં એક મેહલ તૈયાર થાય છે. અને જે વીસ વાર પઢે તેના માટે બે મહેલ તૈયાર થાય છે, અને જે ત્રીસ વાર પઢે તેને માટે ત્રણ મહેલ તૈયાર થાય છે, હઝરત ઉમર રદી. બોલયા કે કસમ છે ખુદાની કે રસૂલુલ્લાહ ત્યારે તો હમો ઘણા મહેલો બનાવી લેશું. આપ સલ.એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા એનાથી વધુ ફરાગત અને ગુન્જાઈશવાળો છે.

(૪) જારી (ચાલુ) રહેનાર અમલની મિસાલી સૂરત પાણીના ઝરા જેવી છે. હદીસ શ.માં હઝરત ઉમ્મુલ અલા અનસારિયહ રદી.થી છે કે મેં હઝરત ઉસમાન બિન મઝઉન રદી. માટે સ્વપ્નામાં એક ઝરો વહેતો જોયો એ સ્વપ્નું મેં આપ સલ. સામે બયાન કર્યું આપ સલ.એ ફરમાવ્યું એ તેમનો અમલ છે જે તેમને માટે ચાલુ છે.

(૫) દીનની મિસાલી સૂરત કપડાં જેવી છે. હદીસ શ.માં છે કે

હું ખ્વાબમાં હતો કે લોકોને મારા સમક્ષ પેશ થતા જોયા કે તેઓએ કુરતા પહેર્યા છે કોઈનો કુરતો છાતી સુધી છે કોઈનો એનાથી પણ નીચે હઝરત ઉમર રદી.ને મારા સમક્ષ પેશ કરવામાં આવ્યા તો તેમનો કુરતો એટલો લાંબો હતો કે ઝમીન ઘસડતા ચાલે છે, હઝરત સહાબા રદી.એ અરઝ કરી કે હે, અલ્લાહના રસૂલ સલ. એની શી તાબીર. ફરમાવ્યું કે "દીન"

( ૬ ) ઈલ્મની મિસાલ દુધ જેવી છે. હદીસ શ.માં છે આપે સલ. ફરમાવ્યું કે ખ્વાબમાં મારા પાસે એક પ્યાલુ દુધનું લાવવામાં આવ્યું મેં તેમાંથી પીધું અહીં સુધી કે તેને પેટ ભરીને પીવાની અસર પોતાના નખોમાંથી નીકળતી જોઈ પછી બચેલું હઝરત ઉમર રદી.ને આપયું હઝરત સહાબા રદી.એ અરઝ કરી કે હે અલ્લાહના રસુલ સલ. આપે એની શું તાબીર કરી તો ફરમાવ્યું કે "ઈલ્મ"

( ૭ ) નમાઝની મિસાલી સૂરત નૂર જેવી છે, હદીસ શ.માં છે કે જે માણસ નમાઝ પર પાબંદી કરશે તો તે નમાઝ તેને માટે કયામતના દિવસે નૂર અને દલીલ અને છુટકારાનું કારણ બનશે.

( ૮ ) સિરાતે મુસતકીમ (સીધા માર્ગ)ની મિસાલી સૂરત પુલસિરાત જેવી છે. હઝરત ઈમામ ગઝાલી રહ.એ મસાએલે ગામેઝહ નામની કિતાબમાં લખ્યું છે કે પુલસિરાત પર ઈમાન લાવવું બરહક છે, અને એના બાબત જે એમ કહેવામાં આવે છે કે વાળથી વધુ બારીક છે, એ તો તેના શાનમાં જુલમ છે, બલકે તે તો વાળથી પણ વધુ બારીક છે એમાં અને વાળમાં કંઈજ મલતાપણું નથી. જેમકે તડકા અને છાયા વચ્ચે ભૂમિતીની લીટી હોય છે, કે ન છાયામાં તેની ગણત્રી છે અને ન તડકામાં, પુલ સિરાતની બારીકી પણ એ લીટી સમાન છે, વળી સિરાતે મુસતકીમ પરસ્પર વિરોધી ગુણો વચ્ચે થઈ પસાર થાય છે, જેમકે ઉડાવપણું અને કંજુસાઈ વચ્ચે મધ્યમપણું સખાવત છે. ગુસ્સા અને બાયલાપણા વચ્ચે બહાદુરી છે. ફુઝુલખર્ચી અને ખર્ચની તંગીના વચ્ચે ખર્ચનું મધ્યમપણું છે. તકબ્બુર અને તુચ્છતા વચ્ચે નમ્રતા છે, શહવત (વાસના) અને નામરદાઈ (મંદતા) વચ્ચે પાકદામની છે કેમકે એ

સિફતો (ગુણો)ની બે બાજુ છે એક વધારો બીજી કમી તે બન્ને બાબતો બુરી છે વધારા અને કમીના વચ્ચે વચલો ભાગ છે, જે બન્ને બાજુઓથી ઘણો છેટો છે, અને વચલો ભાગ મિયાના રવી (વચલી ચાલ) છે જે ન વધારા તરફ છે અને ન નુકસાની તરફ છે, જેમકે તડકા અને છાયા વચ્ચે વધુ અંતર હોય છે કે જે ન છાયામાં ગણાય છે ન તડકામાં, તો જ્યારે કયામતના દિવસે અલ્લાહ તઆલા સિરાતે સિદતે મુસ્તકીમને પુલસિરાતનું સ્વરૂપ આપશે. ત્યારે દરેક મનુષ્ય પાસેથી એ પર ચાલવાની માંગણી કરવામાં આવશે તો જે માણસ દુન્યામાં સિરાતે મુસતકીમ પર અડગ રહ્યો હશે તે આ પુલસિરાત પરથી બરાબર પસાર થઈ જશે અને કોઈ બાજુએ ઝુકશે નહીં. કારણ કે તેની આદત દુન્યામાં બન્ને બાજુમાંથી કોઈ તરફ ઢળવાથી બચવાની હતી, તેથી આ તેની તબીયતનો ગુણ બની ગયો આદત બીજી તબીયત છે જેથી તે પુલસિરાત પરથી પસાર થઈ જશે. આ સૌ દલીલોથી જણાયું કે આખિરતના કારખાનામાં અંધાધુંધી જેવું નથી કે જેને ઈચ્છે તેને પકડીને જન્નતમાં અને જેને ઈચ્છે તેને જહન્નમમાં મોકલી દીધા. હા અલ્લાહ તઆલાને સૌ પ્રકારનો હક છે પરંતુ આદત અને વાયદો એમ જ છે કે જેવું કરશો તેવું પામશો આજ માટે કુર્આન શ.માં જગે જગ ઈરશાદ છે કે "ખુદાપાક એવા ન હતા કે તેઓ પર ઝુલમ કરતે પરંતુ તેઓ પોતે પોતાની જાનો પર જુલમ કરતા હતા." બીજી જગ્યાએ છે કે પોતાના પરવરદિગાર અને જન્નતની તરફ દોડો કે જેની પહોળાઈ આસમાન અને જમીન બરાબર છે." આ અમારા સમજાવવા માટે ફરમાવ્યું તો જ્યારે જન્નતમાં દાખલ થવું બીલકુલ ગૈર ઈખ્તીયારી છે તો તેના તરફ દોડવાનો કેવી રીતે હુકમ કરવામાં આવ્યો. એટલે કે જન્નતમાં દાખલ થવાના સબબો આપણા હાથમાં છે જેને અમલમાં મુકતાં સદરહુ આયત અનુસાર હકદાર થઈ જવાય છે જેમકે એજ આયતમાં આગળ જઈ બયાન થયું છે કે "અને આ જન્નત તે ખુદાથી ડરનારાઓ માટે તૈયાર કરવામાં આવી છે જેઓ સુખ અને દુઃખમાં દાન કરે છે અને ગુસ્સાને પી જાય છે

અને લોકોને માફ કરે છે અને અલ્લાહ તઆલા નેકી કરનારાઓને ચાહે છે અને તે લોકો એવા છે કે જ્યારે કોઈ બેહયાઈનું કામ કરી લે છે અથવા પોતાની જાતો પર ઝુલમ કરે છે તો તરત જ અલ્લાહને યાદ કરે છે અને પોતાના ગુનાહોની માફી માગે છે. અને અલ્લાહ તઆલા વગર ગુનાહને બખ્શે જ કોણ છે અને તેઓ પોતાના બુરા કામ પર અડી પર રહેતા નથી."

જુઓ આ આયતમાં સાફ ફરમાન થયો કે જેમાં ફલાણી ફલાણી આદત છે તેઓ માટે જન્નત છે. અને આ બધી સિફતો ઈખ્તીયારી છે એ પછી હજુ પણ સાફ શબ્દોમાં બતલાવે છે કે આ કામો કરવાથી જરૂર જન્નત મળી જ જાય છે જેમકે ખુદાપાકનો ઈરશાદ છે "તે લોકોની જઝા બક્ષીશ છે તેઓના રબના તરફથી અને એવા બાગો છે કે જેના નીચેથી નહેરો વહેતી હશે અને તેઓ હંમેશ હંમેશ તેમાં જ રહેશે અને સારાં કામ કરનારાઓનો કેવો સારો બદલો છે."

આપણે આ જગતમાં જોયું કે વહાલી વસ્તુના કારણો પણ વહાલાં છે જુઓ સામાન ઉંચકનાર કુલી મજુર પેસેન્જરનો સામાન ઉઠાવવા અરસપરસ લડે છે અને દરેક કુલી ઈચ્છે છે કે એ સામાન હું ઉઠાવું તકલીફ અને મહેનત છતાં પણ તેઓને સામાન ઉઠાવવામાં રસ પડે છે તો જ્યારે આપણને જન્નત વહાલી હોય અલ્લાહપાકની ઝિયારત વહાલી હોય અને તેના અસબાબ એટલે નેક કામ મહબૂબ ન હોય. એથી જ હદીસ શ.માં આવ્યું છે કે "મે જન્નત બરાબર કોઈ ચીઝ અજીબ નથી જોઈ જેને ઈચ્છનાર સુઈ જાય" જેઓને દિલોની આંખથી આ મજમૂન ખુલી ગયો તે એનો ખચીત એ મહેનતના અમલોમાં મજા અને રાહત મળે છે ફરમાવ્યું અલ્લાહ તઆલાએ કે "અને આ નમાઝ અવશ્ય દરેક પર કઠણ ગુજરે છે પરંતુ તેઓ સિવાય જેમનાં દિલોમાં આજીઝી છે જેઓને યકીન છે કે તેઓ પોતાની રબની સાથે મળનારા છે અને તેની જ તરફ રજુ થનારા છે" તેથી નમાઝના

આસાન થવાને માટે એ યકીન મદદ કરનાર ઠર્યો કે અમને પોતાના રબની સાથે મળવું છે અને હદીસ શ.માં છે કે 'નમાઝમાં મને આંખોની ઠંડક એટલે રાહત મળે છે.'

## નેક મશવરો

જ્યારે અમલોની મિસાલી સૂરત જણાય ચુકી તો હવે દરેક જઝા અને સજા તમારા હાથોમાં છે જો ઇચ્છો કે જન્નતમાં ઘણા ઝાડો તમારા ભાગ્યમાં આવે તો 'સુબ્હાનલ્લાહે વલહમદોલિલ્લાહે વલાઇલાહા ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર' ખુબ પઢયા કરો જો ચાહો કે કયામતના દિવસે અમો છાયામાં હોઇએ તો સુરએ બકરહ સુરએ આલે ઇમ્રાન પઢયા કરો કારણ એ છાયો દેનાર શિકલમાં હશે. જો ઇચ્છો કે અમને જન્નતની નહેર મળે તો ખેર જારી કર્યા કરો! જો ઇચ્છો કે અમને ત્યાં ખુબ કપડાં મળે તો પરહેઝગારી અને દીનને મજબૂત પકડો, જો ઇચ્છો કે જન્નતમાં દુધની નહેર મળે અથવા હોઝે કવસરથી પીઇને ખુબ ધરાઇએ તો ઇલ્મે દીન પ્રાપ્ત કરો. જો ઇચ્છો છો કે પુલસિરાત પર પલક ઝપકતા પસાર થઇ જાઓ તો શરીઅત પર ખુબ જમેલા રહો, જો ચાહો કે પુલ સિરાત પર અમારી પાસે નૂર (પ્રકાશ) રહે તો નમાજની પાબંદી કરો જો ચાહો કે જન્નતમાં ઘણા મહેલો મળે તો સુરએ ઇખ્લાસ પઢયા કરો. એ જ પ્રમાણે જે નેઅમત ચાહો તેના અસબાબ ઇખતીયાર કરો તે જ અસબાબ તે નેઅમતોની શિકલ બનીને તમને મળી જશે.

હું પાકી બયાન કરૂં છું તે ઝાતની જે વાયદા ખિલાફ કરતો નથી અને જરાએ નેકી કરનારના અજરને બરબાદ કરતો નથી.

## ખાતિમો (છેવટ)

કેટલાક ખાસ અમલોના બયાનમાં જે વધારે ફાયદો આપનાર અથવા નુકસાન કર્તા છે અને પબ્લીકના કેટલા શક શુબહના જવાબમાં.

એમ તો સો નેકીઓ જરૂરી છે અને સો ગુનાહો નુકસાનકર્તા છે પરંતુ કેટલાક અમલો પાયારૂપ છે જે વધારે છોડી દેવાની રૂએ અથવા કરવાની રૂએ અગત્ય છે કારણકે તેની હિફાઝત કરવાથી બીજા અમલોની દુરૂસ્તીની વધારે ઉમ્મીદ છે જેને અમો વિગતવાર બયાન કરીએ છીએ.

(૧) એવી નેકીઓના બયાનમાં કે જેઓની પાબંદીથી ઉમ્મીદ છે કે બીજી નેકીઓની કળીઓ ચાલુ થઈ જાય જેમાંથી એક ઈલ્મે દીન હાસલ કરવું છે ચાહે કિતાબોથી હાસલ કરવામાં આવે અથવા આલિમોની સોહબતથી બલ્કે કિતાબોથી ઈલ્મ પ્રાપ્ત કરવા પછી પણ આલિમોની સોહબત જરૂરી છે અમારી મુરાદ આલિમોથી તે આલિમો છે જેઓ પોતાના ઇલ્મ પર પોતે અમલ કરતા હોય અને શરીઅત હકીકત બન્નેના માહિર હોય, સુન્નતની તાબેદારીના આશિક હોય, દરમિયાની ચાલને પસંદ કરતા હોય, ઈફરા, તફરીતથી (દીનના અહકામોમાં હદથી આગળ વધી જવા અથવા કમી કરવાથી) બચતા હોય, અલ્લાહની મખલૂક પર મહેરબાન હોય, તઅસ્સુબ અને દુશમની તેઓમાં ન હોય, જો કે આ હાલ પણ અલ્લાહ તઆલાના ફઝલથી એવા આલિમો ઘણા જ છે અને હંમેશ રહેશે. જેમકે આપ સલ.નો ઈરશાદ છે કે મારી ઉમ્મતમાંથી એક જમાઅત હંમેશ હક પર રહેશે. તેઓને કોઈ નુકસાન પહોંચાડી શકશે નહીં અને રૂસ્વા કરી શકશે નહીં. ઉપર જણાવેલ મુજબ બુઝુર્ગોની સોહબત અને સેવા જેટલી મલે બહુ ગનીમત અને મોટી નેઅમત છે દરરોજ બની શકે તો દરરોજ સોહબતમાં જાય નહીં તો અઠવાડીમાં અર્ધો કલાક જરૂર જાય એની બરકતો પોતે જોઈ લેશે.

તે નેકીઓમાંથી એક નમાઝ છે જેટલી બની શકે પાંચ વખતની નમાઝ પાબંદીથી પઢતા રહો, બની શકે ત્યાં સુધી જમાઅત હાસલ કરવાની પણ કોશીશ કરો અને મજબૂરીના ટાઇમે જેવી રીતે હાથ આવે ગનીમત છે. એનાથી અલ્લાહના દરબારમાં એક સંબંધ અને

લગાવ કાયમ રહેશે એની બરકતથી ઈન્શા. હાલત દુરસ્ત થશે "બચીત નમાઝ બેહયાઈ અને બુરા કાર્યોથી રોકે છે."

તે નેકીઓમાંથી એક લોકો સાથે કમ બોલવું છે અને જે કાંઈ બોલવું હોય સોચી વીચારીને બોલે હજારો આફતોથી બચવાનું આ એક ઉંચા દરજાનું સાધન છે.

તે નેકીઓમાંથી એક મુહાસબહ છે અને બીજું મુરાકબહ એટલે ઘણી વખતે આ ખિયાલ રાખે કે હું મારા માલિકના સામે છું મારી બધી વાતો કામો હાલતો પર તેમની નજર છે એ મુરાકબહ થયું અને મુહાસબહ એકે કોઈ વખતે દાખલા તરીકે સુતી વખતે એકલા બેસીને આખા દિવસના અમલો યાદ કરીને એમ ખ્યાલ કરે કે આ વખતે મારો હિસાબ થઇ રહ્યો છે અને હું જવાબથી આજીઝ થઇ જાઉં છું. તે કામોમાંથી એક તોબહ ઇસ્તિગફાર છે જ્યારે કદી કોઈ ગુનોહ થઇ જાય તો ઢીલ ન કરે કોઇ વખત અથવા કોઇ ચીજનો ઈનકાર ન કરે તરત જ એકલાપણુમાં જઈને સિજદામાં પડીને ખૂબ માફી માગે અને જો રડવું આવે તો રડે નહીં તો રડવા જેવી શિકલ બનાવે.

આ પાંચ વસ્તુ થઇ (૧) ઇલ્મ અને આલિમોની સોહબત. (૨) પાંચ વખતની નમાઝ. (૩) ઓછું બોલવું. (૪) લોકો સાથે કમ મલવું. (૫) મુહાસબા મુરાકબા. (૬) તોબા ઇસ્તિગફાર ઇન્શા. આ પાંચ કામોની પાબંદીથી જે કોઇ મુશકિલ પણ નથી. બધી નેકીઓનો દરવાજો ખુલી જશે.

(૨) એવા ગુનાહોના બયાનમાં કે તેઓથી બચવાથી ખુદાપાકના ફઝલથી લગભગ બધા ગુનાહોથી છુટકારો મળે છે.

તેમાંથી એક ગીબત છે, એનાથી દુન્યા અને આખિરતના ભાત-ભાતના બગાડો પેદા થાય છે, જેમકે જાહેર છે, લોકો એમાં ઘણા ફસાએલા છે એનાથી બચવાનો આસાન તરીકો એ છે કે સખત જરૂરત વગર કોઇ સાથે વાત નં કરે, ન સારી ન બુરી સાંભળે, પોતાના

જરૂરી કામોમાં લાગેલો રહે. વાત કરે તો પોતાની જ કરે, પોતાનો ધંધો શું થોડો છે કે બીજાઓની વાત કરવાની ફુરસદ એને મળે છે.

તેમાંથી એક ઝુલમ છે, જોઈએ તો માલી હોય કે જાની અથવા જીભથી, દાખલા રૂપે કોઈનો હક મારી લીધો થોડો અથવા વધારે, અથવા કોઈને નાહક તકલીફ પહોંચાડી અથવા કોઈની બે ઇઝ્ઝતી કરી.

તેમાંથી એક પોતાને મોટો સમજવો, બીજાઓને નીચ સમજવા ઝુલમ અને ગીબત વિગેરે એજ રોગથી પેદા થાય છે બીજી ઘણી ખરાબીયો એનાથી પેદા થાય છે, કીનાખોરી હસદ ગઝબ વિગેરે.

તેમાંથી એક ગુસ્સો છે, કદી યાદ નથી કે ગુસ્સે થઈ પસતાયા ન હોય, કારણ કે ગુસ્સાની હાલતમાં અકલ દબાઈ જાય છે, જેથી તે વખતે જે કામ થશે અકલની વિરૂદ્ધ જ થશે, જે વાત કહેવા જેવી ન હશે તે મોઢેથી નીકળી જશે, જે કામ કરવા જેવું ન હતું તે થઈ ગયું, ગુસ્સો ઉતર્યા બાદ તેનો કાંઈ બદલ થઈ શકતો નથી, કદી કદી ઉમર ભર સદમો રહી જાય છે.

તેમાંથી એક ગેરમહરમ સ્ત્રી અથવા નાબાલિગ છોકરી સાથે કોઈ પ્રકારનો સંબંધ રાખવો, ચાહે તેને જોવું અથવા તેનાથી દિલ ખુશ કરવા વાતચીત કરવી, અથવા એકલા હોવાની હાલતમાં તેણી પાસે બેસવું, અથવા તેણીને પસંદ આવે તે મુજબ પોતાની રીતભાત અને રૂપને સંવારવું, હું સાચું કહું છું કે આ સંબંધથી જે જે ખરાબીઓ પેદા થાય છે અને જે જે મુસીબતો પેશ આવે છે જેનું લખવું અશક્ય છે.

તેમાંથી શંકાસ્પદ ખાણું અથવા હરામ ખાણું ખાવું છે. એનાથી નફસમાં અંધારીઓ અને કુદુરત પેદા થાય છે. જેમકે ખોરાક એનાથી જ બનીને બદનના બધા અવયવો અને નસોમાં ફેલાઈ જાય છે, તેથી જેવી ખોરાક હશે તેવી જ અસર તમામ અવયવોમાં પેદા થશે, અને તેનાથી તેવાં જ કામો થશે, આ છ ગુનાહો છે જેનાથી મોટા ભાગે ગુનોહ પેદા થાય છે, એના છોડવાથી ઈન્શા. બીજાનું

છોડવું ઘણું આસન બની જશે, બલ્કે ઉમીદ છે કે આપમેળે છુટી જશે હે અલ્લાહ હમોને તોફીક આપ.

હવે અહીંથી આમ લોકોના ઘણા શક શુબહના જવાબો આપવામાં આવે છે, જે શંકાના કારણે તેઓ ધોકામાં પડયા છે, અને બીજાઓને પણ ધોકામાં નાખે છે. જ્યારે તેઓને નેક કામો કરવા અને ગુનાહોથી બચવા માટે કહેવાય છે તો તેઓ એજ શંકાને પેદા કરે છે કે જે શંકા બે પ્રકારના છે (૧) જેનાથી ખુલ્લમ ખુલ્લો કુફ્ર શિર્ક લાઝિમ થાય છે, દાખલા તરીકે એક શંકા કે દુન્યા રોકડ છે, અને આખિરત ઉધાર, અને રોકડ ઉધારથી બેહતર હોય છે, અથવા આ શંકા કે દુન્યાની લઝઝત યકીની છે, અને આખિરતની લઝઝત શંકાસ્પદ તો યકીનીને શક પડતી ચીઝની ઉમીદમાં કેવી રીતે છોડી દઇએ, જેમકે કોઇએ, કહ્યું છે કે—

"અબ તો આરામસે ગુજરતી હય-આકિબતકી ખબર ખુદા જાને." પરંતુ હમો તો ઇમાનીઓને ઉદેશી રહ્યા છીએ એટલે એવી શંકાને જતી કરીએ છીએ. (૨) રીત તે શંકાઓ છે જેનું કારણ જહાલત અને ગફલત છે, અહીં તેનો જવાબ આપવો મતલબ છે, અમે તેને અલ્લાહ પાકની તોફીકથી કંઈક વીગતે લખીએ છીએ.

(૧) એક શંકા એ થાય છે કે અલ્લાહ તઆલા મોટા ગફુરર્રહીમ છે મારા ગુનાહોની ત્યાં શું હકીકત છે, એનો જવાબ એ છે કે બચીત તે ગફૂરર રહીમ છે પરંતુ કહહાર (મોટા કહર કરનાર) અને મુનતકીમ (બદલો લેનાર) પણ તો છે, તો તમને એ કેવી રીતે જણાયું કે તમોને જરૂર મગફેરત થશે, બનવાજોગ ઇન્તીકામ (બદલો લેવો) અને કદ્દર (ગુસ્સો) થવા લાગે. એ વગર ઘણી આયતોથી જણાય છે કે ગફુરર રહીમ તે માણસ માટે છે જે પાછલા ગુનાહોથી તોબહ કરે, અને ભવિષ્યમાં વર્તનો સુધારી લે. જેમકે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે "એ પછી તારો રબ તે લોકો માટે ગફૂરર રહીમ , જેઓએ નાદાનીની હાલતમાં બુરું કામ કર્યું, પછી તેઓએ તોબહ ક અને પોતાના

આમલો દુરસ્ત કરી લીધા. અને જે તોબહ વગર મરી મરી જાય તો ગુનાહોના અદા ન મુજબ તો સઝાનો હકદાર ઠરશે જ, અને મહેરબાનીનો કોઈ ઈનકાર નથી, પરંતુ તે માણુસ પાસે શું દલીલ છે કે મારી શાથે એ જ મામલો થશે.

(૨) એક શક એ થાય છે કે ભાઈ હમણા શું જલ્દી છે આગળ ચાલીને તોબહ કરી લઈશું, એને કહેવું જોઈએ કે તમને એ કેવી રીતે જણાયું કે હમણા તમો વધુ જીવવાના છો બનવાજોગ છે તમો રાત્રે પથારીમાં જ હંમેશ માટે સુઈ જાઓ (મરી જાઓ) અથવા જીંદગી પણ મલી તો તોબહની તોફીક ન થઈ. યાદ રાખો ગુનાહ જેટલો વધતો જશે દીલનો કાળાશ વધતો જશે, દિનપ્રતિદિન તોવબહની તોફીક કમ થતી જાય છે, ત્યાં સુધી કે તોબહ વગર મરી જાય છે.

(૩) એક શંકા એ થાય છે કે ગુનાહ કરી લઈએ પછી તોબહ કરીને માફ કરાવી લઈશું, એ માણુસને એમ કહેવું જોઈએ કે જરા પોતાની આંગળી આગમાં નાંખી જુઓ પછી તેના ઉપર હમો મલમ લગાડી દઈશું. આ તે પસંદ ન કરશે. પછી અફસોસ છે કે ગુનાહ પર કેવી હિમ્મત થાય છે, એ માણુસને કેવી રીતે જણાયું કે તોબહની તોફીક જરૂર જ થઈ જશે, અથવા તોબહ કરી તો શું અલ્લાહના જીમ્મે વાજીબ છે કે કબૂલ કરી લીએ, પછી કેટલાક ગુનાહ એવા છે કે તોબહ કરી લેવી અલ્લાહ તઆલા પાસે કાફી નથી બલકે હકદાર પાસે માફ કરાવવું પડે છે.

(૪) એક શંકા એમ થાય છે કે હમો શું કરીએ હમારી તકદીરમાં જ એમ લખ્યું છે, અને આ શંકા ઘણી જ સસ્તી છે, દરેક માણુસ એનાથી લાભ ઉઠાવે છે. સાહેબો જરા ઈન્સાફ કરવો જોઈએ જે વેળા ગુનોહ કરો છો શું એજ ઈરાદાથી કરો છો કે હમારી તકદીરમાં લખેલું છે, લાવો તકદીરને બંધ બેસતું કરી લઈએ કદી નહી

કદી નહીં. તે વખતે તો આ મસઅલાનું ભાન પણ રહેતું નથી, જ્યારે ગુનોહ કરી પરવારે છે તો ફુરસદે તેની તાવીલ કરવાની સુઝે છે, ને ઈન્સાફથી જુઓ તો એ તાવીલની બેકદરી દિલમાં સમજતો હશે, બીજી વાત એ છે કે જો તકદીર પર આવો જ ભરોસો છે તો દુન્યવી મામલામાં આ મસઅલા પર (કે તકદીરમાં એમ લખ્યું છે) કેમ ભરોસો નથી, જ્યારે તમોને કોઈ માણસ જાની માલી નુકસાન પહોંચાડે તો તેની ઉપર કદી ગુસ્સો ન કર્યા કરો, તેનાથી જામીન ન લો, ઓલાદ અને નોકરોને ચેતવણી અને નસીહત ન કર્યા કરો, સમજ્યા કરો કે એઓની તકદીરમાં એ જ લખ્યું હતું, કે શરારત, નુકસાન કરશે ત્યાં તકદીરના મામલાના ઈન્કાર કર્તા બની જાઓ છો, અને આ બાબતમાં સૌથી વધુ તકદીર પરજ તમારૂં ઈમાન હોય છે.

(૫) એક શંકા એ પેદા થાય છે કે કિસ્મત (ભાગ્ય)માં જન્નત લખી હશે તો જન્નતમાં જઈશું અને જો દોઝખ લખી છે તો દોઝખમાં જઈશું મહેનત તકલીફ સો બેકાર છે. એવા લોકોને જવાબ દેવા જોઈએ કે જો આ પ્રમાણે વાત છે તો દુન્યવી મામલામાં શા માટે પ્રયત્નો અને તદબીરો કરો છો, ખાવા માટે આટલો બધો બંદોબસ્ત કરો છો, વાવો છો, જમીન ખેડો છો, કાપો છો, પીસો છો, ચાવો છો, ગળેથી ઉતારો છો. કંઈ પણ ન કરો જો કિસ્મતમાં છે તો આપ મેળેજ મળી જશે અને પેટમાં ઉતરી જશે. શા માટે નોકરી કરો છો, ખેતી કરો છો અને આ જવાબમાં કેમ પઢો છો કે 'રોજી મલે વગર ગુમાને મલે છે પરંતુ તેના દરવાજાઓ (દરવાજા, રીત, કાયદા)થી શોધવી શર્ત છે.'

જો ઓલાદની તમન્ના હોય તો શા માટે નિકાહ કરો છો માટે તકદીરને માનતા હોવા છતાં અસબાબ પર ધ્યાન રાખો છો. તેવી જ રીતે આખિરતની નેઅમતો માટે પણ નેક અમલો કરવા અને અસબાબ જમા કરવા જરૂરી છે.

(૬) એક ધોકો થઈ જાય છે કે હદીસમાં છે કે હું મારા બંદાના

ગુમાનની પાસે છું તેથી અમને અમારા રબની સાથે નેક ગુમાન છે જરૂર અમારી સાથે સારો વર્તાવ કરશે તો ખુબ યાદ રાખવું જોઈએ કે ઉમ્મીદ અને નેક ગુમાનનો અર્થ એ છે કે અસબાબને ઈખ્તિયાર કરીને અસબાબથી પેદા થતા પરિણામો લાગુ થવાને અલ્લાહ તઆલાના ફઝલથી રાહ જોતા રહે પોતાની તદબીર પર ભરોસો ન કરી બેસે અને જો અસબાબને જ ઉડાવી દીધો તો એક નેક ગુમાન નથી ગુરૂર અને ધોકો છે. એનો મોટા દાખલો એ છે કે જો દાણો વાવીને જો ઈતેબાર હોય કે અનાજ પેદા થશે તો ઉમ્મીદ છે અને જો બી વાવે જ નહીં અને હવસમાં બેસી રહે કે હવે અનાજ પેદા થશે તો એ ગાંડપણુ અને ધોકો છે. જેનો નતીજો અફસોસ અને પસ્તાવા વગર કાંઈ પણ નથી.

(૭) એક ધોકો એ થાય છે કે અમે ફલાણા બુઝુર્ગની ઓલાદ અથવા ફલાણા બુઝુર્ગના મુરીદ (ચેલા) અથવા ફલાણા મરેલા અથવા જીવંત બુઝુર્ગો સાથે અમો મોહબ્બત રાખીએ છીએ જેથી હમે જે કાંઈ કરીએ અલ્લાહ તઆલા નજીક હમો મકબૂલ અને માફી અપાયેલા છીએ તો સાહેબો જો આ નિસ્બત સંબંધ બસ હોત તો હુઝુર સલ. પોતાની લાડલી દીકરીને કદી ન ફરમાવતે કે **"એ ફાતિમા પોતાની જાતને જહન્નમથી બચાવો કારણ કે હું અલ્લાહ તઆલાને ત્યાં તમને કાંઈ લાભ નથી પહોંચાડી શકતો"** સારાંશ કે પોતાના પાસે ઈમાન અને નેક અમલની પુંજી ન હોય તો ફકત સંબંધ બસ નથી અને ઇમાન તકવા પરહેઝગારી સાથે જો પવિત્ર સંબંધ પણ હોય તો સુબહાનલ્લાહ નૂરૂન અલાનૂર છે, કયામતના દિવસે લાભકારક થશે જેમ કે અલ્લાહપાકે ફરમાવ્યું છે કે "અને જે લોકો ઈમાન લાવ્યા અને તેઓની પેરવી કરી અને તેઓની ઓલાદે પણ ઈમાનની સાથે તો અમે તેઓની સાથે તેમની ઓલાદને મેળવી દઈશું અને તેઓના અમલમાં કાંઈ પણ કમી કરીશું નહીં" એટલે બાપની મકબુલીય્યતની બરકતથી ઓલાદને પણ તે દરજે પહોંચાડશે અને બાપદાદાના અમલોમાં કમી થશે નહીં.

(૮) કેટલાક લોકોને એ શંકા થાય છે કે અલ્લાહપાકને અમારા અમલોની પરવાજ શું છે. સાહેબો એ સાચું છે કે અલ્લાહપાકને કોઇના અમલની પરવા નથી અને ફાયદો પણ નથી, પરંતુ શું તમોને પણ તે નફાની પરવા નથી જે નેક અમલોથી મળે છે. અને શું નેક અમલથી આપનો પણ ફાયદો નથી ખુલાસો એ કે અમલતો આપના નફા માટે મુકર્રર થયો છે ન કે અલ્લાપાકના નફા માટે તો અલ્લાહ તઆલાને હાજત નથી પરંતુ તમો તો મોહતાજ છો ને? એની મિસાલ એવી છે કે કોઈ મહેરબાન હકીમ ડોક્ટર રહમ કરી કોઈ દવા બતલાવે અને તે બીમાર પોતાની જાનનો દુશ્મન એ કહીને ટાળી દે કે સાહેબ દવા પીવાથી હાકીમ સા.ને શું ફાયદો તો ભલા માણસ હકીમ સા.નો શું ફાયદો થાત, તારો તો ફાયદો છે કે બીમારીથી તંદુરસ્તી પ્રાપ્ત થઈ જશે.

(૯) એક શંકા કેટલાક આલિમોને થાય છે કે અમે બીજા લોકોને નસીહત કરીએ છીએ તેઓના અમલોનો સવાબ પણ અમને મળે છે તે એટલો બધો કે અમારા અમલોનો કફ્ફારો થઈ જશે અથવા અમોને એવા અમલોની ખબર છે કે જેને કરવાથી સેંકડો વરસના ગુનાહો માફ થઇ જશે. દાખલા તરીકે સુબહાનલ્લાહે વ બેહમદીહી સુબહાનલ્લાહીલ અઝીમ" દરરોજ સો વાર પઢી લેવું અથવા અરફા (જીલહજની નવમી તારીખે)નો રોજો અથવા આશુરહનો રોજો રાખી લેવો, અથવા મક્કાવાળાઓ માટે એક તવાફ કરી લેવો, તો સાહેબો મોટી વાત એ છે કે જો આ અમલો બસ હોય તમામ હુકમો અને મનાઇઓ નકામા છે એમ જણાય છે હદીસોમાં સાફ સાફ શબ્દોમાં વર્ણન છે કે આ અમલો તે વખતે અમલોનો બદલો ગુનાહોનો કફ્ફારો બની જાય છે જ્યારે મોટા ગુનાહોથી બચવામાં આવે, રહ્યું એકે અમો લોકોને વએઝ અને નસીહત કરીએ છીએ તો સાહેબો એવા માણસો પર તો વધારે વબાલ આવનાર છે, જેમકે હદીસ શરીફમાં બદઅમલ વએઝ કહેનાર માટે ધમકી આવી છે જે જગ જાણીતી છે.

(૧૦) એક ધોકો કેટલાક જાહેલ ફકીરોને થાય છે કે હમો રિયાઝત અને મુજાહિદાની બદોલત ફના સુધી પહોંચી ગયા છીએ, હવે અમે કંઇ જ રહ્યા નથી જે કાંઇ કરે છે તે તે જ કરે છે. અને એવી બકવાસ કરે છે કે કુફ્ર અને બેદીનીની વાતો નીકળે છે, ક્યાંક તો તેઓ કહે છે કે દરયામાં કતરો (ટીપું) મળી ગયું. ક્યાંક કહે છે કે દરયાને પેશાબનો કતરો નાપાક કરી શકતો નથી. ક્યાંક કહે છે કે અસલ મકસૂદ યાદ કરવી છે, જાહેરી નમાઝ રોઝહ ધકોસલાં છે, જે વ્યવસ્થા માટે મસલેહતથી નક્કી કર્યા છે. આ બકવાસનું પુરું કારણ જહાલત, નાદાની છે, આ લોકોને તસવ્વુફના મકામાત (સ્થાનો)ની પણ જરાએ ખબર નથી એમને સુલૂક અને વુસલ ખાક મળ્યો હશે, આ પરિણામ તોહીદના મામલામાં હદથી આગળ વધી જવાથી છે. આ જગ્યાએ એક મોટી જેવી વાત સમજી લેવી જોઇએ કે રસૂલુલ્લાહ સલ.થી વધુ ન કોઇ વાસિલ (અલ્લાહ સુધી પહોંચનાર) થયો, ન મુવહહિદ (તોહીદવાળો) અને ન સહાબા રદી.થી વધુ કોઇએ આજ સુધી શિક્ષણ મેળવું. તેથી રસૂલુલ્લાહ સલ. અને સહાબા રદી.નો ખોફ, ડર તોબાહ ઇસ્તિગફાર, અને અમલમાં કોશિશ અને નફસની વિરૂદ્ધતાનો બંદોબસ્ત અને બુરા અમલોની સઝાને જોઇ લેવી આ શક શુબહના દૂર થવા માટે બસ પુરતી છે.

## ઉમ્મીદ અને ઇલ્તિમાસ

સમજદાર લોકોથી ઉમ્મીદ છે કે આ રિસાલા પર નુકતેચીની નહીં કરે હેતુને નજર સમક્ષ રાખી નેકીઓ અને ગુનાહોના દુન્યવી અને ઉખ્રવી નતીજાઓને સમજશે અને પાછલાં ગુનાહોથી તોબહ કરી ભવિષ્ય માટે નેકીઓ પર કાયમ રહેવા અને ગુનાહોથી બચવાનો પાકો ઇરાદો દિલમાં જમાવશો, અને હંમેશ અલ્લાહપાકથી તોફીક માંગતા રહે અને આ નાકારહ માટે પણ અલ્લાહપાકની રઝામંદી પ્રાપ્ત થવાની દુઆ કર્યા કરશે.

સુબહાન–રબ્બેક–રબ્બિલ–ઈઝઝતે – અમ્મા–યસેફુન – વસલામુન–અલલ–મુરસલીન–વલહમદો લિલ્લાહે–રબ્બિલ–આલમીન.

આ કીતાબના મૂળ ઉર્દુમાં લખનાર હ. મો. અશરફ અલી. થાનવી. (રહે.) છે. એને ગુજરાતી પોશાકમાં આણનાર કમતરીન, અહમદ અશરફ રાંદેરી છે. મજકુર. કિતાબ. અતિ ઉત્તમ છે. એ વાંચવાથી ખુદાપાકનો ડર. દિલમાં પૈદા થશે. અને શિર્ક તથા બિદઅત અને ખરાબ રસમ તથા ભુંડા રિવાજથી બચશે. અમારી તબ્લીગી હારમાળાનો આ કીમતી ૧૨૮ મો મણકો છે. અલ્લાહ તઆલા અમારી આ અદના સેવાને કબુલ ફરમાવે, અને લોકો પયોગી કરે.

હે અલ્લાહ તું અમને વધૂ તોફીક અને હિમ્મત આપ અને દીની સેવા કરવાની વધૂ ને વધૂ તાકાત અતા કર. આમીન અને અમારી નજાત તથા છુટકારાનો તોશો કર, હૂં ગવાહી આપું છું કે અલ્લાહ સિવાય કોઇ બંદગીને લાયક નથી અને ગવાહી આપું છું કે હઝરત મુહમ્મદ સલ. અલ્લાહના બરહક નબી છે. અને એજ માન્યતા ઉપર મને જીવાડ અને એજ માન્યતા ઉપર મને મોત આપ. આમીન.

લી અહમદ અશરફ રાંદેરી

(ખુદા તેની અને તેના મા–બાપની મગ્ફિરત કરે.)

ખાદિમ દારૂલ ઉલૂમ અશરફીયહ અરબીયહ રાંદેર.